# चतुरसिंह प्रवास.

## વિભાગ ત્રીજો.



રચીને પ્રસિદ્ધ કરનાર

ત્રવાડી. આત્મારામ નારણજી.

ભાવનગર.

દોહરો.

હૃદય હમેશ જ્ઞાન ગુણ થશે. પહોંચ પ્રૌઢો પંથ;
રમુજ અને બોધક ખરો, લે આ નાનો ગ્રંથ. ૧

સંવત ૧૯૩૯. ઈ૦ સ૦ ૧૮૮૩.



કીમ્મત છ આના.

# चतूरसिंह प्रवास.

## विभाग त्रीजो.

रचीने प्रसिद्ध करनार

## त्रवाडी. आत्माराम नारणजी.

भावनगर.

° दोहरो.

हृदय हसे मन खुश थशे, पढीश प्रौढो पंथ;
रमुज अने बोधक खरो, ले आ नानो ग्रंथ. १

संवत १९३९. ई० स० १८८३.



कीम्मत ७ आना.

# अर्पण पत्रिका.

નેક નામ—

## राओळश्री हरिसिंहजी रूपसिंहजी.

આપે જૂદી જૂદી ભાષાઓનો અભ્યાસ કરી કેળવણીના ખરા સ્વરૂપને ઓળખ્યું છે, તેજ કારણથી મારા ઉપર અતિશય મિત્ર ભાવ દર્શાવી મને સ્નેહાધિન કીધો છે. તે મૈત્રીની જુજ નિશાની દાખલ આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું તે સ્વિકારશો.

શુભેચ્છક મિત્ર

આત્મારામ નારણજી ત્રવાડી.

ભાવનગર.

# चतूरसिंह प्रवास.



## प्रकरण १९ मुं.

એક દિવસ એક વાણિઓ આવી ચતુરસિંહને કહેવા લાગ્યો. વકીલ સાહેબ એક કામમાં હું બરાબર સપડાયો છું. એ બાબત મને કશો ઇલાજ મળતો નથી. કદાપિ દરબારશ્રી તરફથી મારા ગેરલાભમાં ઠરાવ થશે તો મારાં ઘર ખોરડાં વેચવા છતાં હું રૂણમાંથી મુકત થઈ શકનાર નથી, માટે મારા ગરીબ ઉપર દયા લાવી મારા કામનું પરિણામ મારા લાભમાં થાય તેમ કરશો. ચતુરસિંહ બોલ્યો, તમારી સઘળી હકિકત મને કહી સંભળાવો. વાણિઓ કહે સાંભળો.

પરદેશી બે બ્રાહ્મણો પોતાના ઉદર પોષણાર્થે અહિં આવ્યા હતા. તે કેટલાંક ગામો ફરી ભિક્ષાવૃતિથી નાણું એકઠું કરતા હતા. કારણ કે આળસથી કશો ફાયદો નથી એમ તે જાણતા હતા, કહ્યું છે કે.

### श्लोक.

दौर्मन्त्र्यानृपतिर्विनश्यतियतिःसंगात्सुतोलालना

द्विप्रोनध्ययनात्कुलंकुतनया,च्छीलंखलोपासनात्

हीर्मद्याद्रनंवेक्षणादपिकृषिः स्नेहः प्रवासाश्रयान्
मैत्रीचाप्रणयात्समृद्धिरनया, त्यागात्प्रमादाद्धनम्

અર્થ. ખરાબ પ્રધાનથી રાજાનો નાશ થાયછે, મનુષ્યના સંગથી યતિનો નાશ થાયછે, છોકરો લાડથી બગડે છે, બ્રાહ્મણ અભણ હોવાથી તેનો નાશ થાયછે, ખરાબ છોકરાથી કૂળનો નાશ થાયછે, ખળની ઉપાસનાથી શીયળનો નાશ થાયછે, મદ્યપાન કર્યાથી લાજનો નાશ થાયછે, સંભાળ વગર ખેતીનો નાશ થાયછે. પરદેશ જવાથી સ્નેહનો નાશ થાય છે. નમ્રતાવિના મિત્રતાનો નાશ થાયછે, અન્યાયથી સમૃદ્ધિનો નાશ થાયછે, ઉડાઉ અને આળસુ પણાથી ધનનો નાશ થાયછે. એવું ધારી બંને બ્રાહ્મણો પોતાને ઘેરથી નિકળ્યા હતા. બન્ને જણે એવો ઠરાવ કર્યો હતો કે બંને જણનું કમાએલું દ્રવ્ય સરખે હિસ્સે વેંહેંચી લેવું. એ પ્રમાણે બને જણ પાસે થયેલી નાણાંની રકમ એકઠી કરી થોડા દિવસ પછી પોતાના ઘર તરફ આવવા નિકળ્યા. તે બને મિત્રોને અન્યો અન્ય વિશ્વાસ નહોતો, કારણ કે "લક્ષ્મિ દેખી મુનીવર ચળે" એ કહેવત તેને બરાબર યાદ હતી. કદાપી એક જણની બુદ્ધિ ફરે અને નાણું લઈ ચાલ્યો જાય તો બીજાને રડવાનું રહે. માટે તે બને જણ એક બીજાનો વિશ્વાસ રાખતા નહોતા. અને જ્યાં સુધી નાણાંની રકમ કોઈ ત્રાહીતને સોંપી ન હોય

ત્યાં સુધી બને જણ લગારે જૂદા પડતા નહોતા.

થોડે દિવસે બને બ્રાહ્મણો આ ગામમાં આવી પહોંચ્યા, તેને કોઈ સગું સંબંધી અથવા કોઈની સાથે ઓળખાણ પણ નહિં હોવાથી તે બને જણ મારી દુકાને આવ્યા. મેં તેને અજાણ્યા જાણી આવકાર આપ્યો, કારણ કે એવા અજાણ્યા પરદેશી માણસો મારી દુકાનેથી સિધું લે છે. તેના વકરાની આશાથી હું સઘળાં અજાણ્યાં માણસોને આવકાર આપુછું. મને સારો માણસ ધારી તે બને બ્રાહ્મણો બોલ્યા. શેઠજી, અમારી પાસે નાણાંની મોટી રકમછે.પરંતુ અમને એક બીજાનો—અન્યોઅન્ય વિશ્વાસ નથી તેથી તે રકમ અમે કોઈ ત્રાહીતને સોંપ્યા વિના જાદા પડતા નથી. હવે આપ સારા અને આબરૂવાન શેઠછો, તેથી અમારી પાસેના નાંણાંની રકમ આપના સ્વાધીનમાં રાખો. અમે તમારી દુકાનેથી સિધું લઈ રસોઈ કરી જમીએ, ત્યાર પછી અમારાં નાણાં લેવા આવશું. કદાપી અમારા બે જણમાંથી એક જણ આવી નાણાં માગીએ, ત્યાં સુધી આપવાં નહિ; પણ જ્યારે અમે બને જણ સાથે મળીને આવીએ ત્યારેજ અમારાં નાણાં અમારે સ્વાધીન કરવાં. કદાપિ એ રકમ અમારા બેના માગ્યા સિવાય એક જણને આપી દેશો તો તમે જુમેદારછો. આ પ્રમાણે બને બ્રાહ્મણનું બોલવું સાંભળી હું કબૂલ થયો અને કહ્યું કે તમારાં નાણાં હું મારા સ્વાધીનમાં રાખુંછું તે તમારા બ-

તેના માગવા સિવાય ( એકના માગવાથી ) આપીશ નહિ કદાપિ આપું તો હું જુમેદાર છું.

મારી દુકાનેથી સિધું લઈ બને બ્રાહ્મણો સામેની પડતર જગ્યામાં ગયા.ત્યાં આસપાસ સાફજગ્યા કરી રસોઈ કરવાનો આરંભ કર્યો. એક જણ રસોઈ કરવાના ઇરાદાથી નહાઈ નવેણમાં પેઠો અને એક જણ તેને જોઈતી ચીજો (ગામમાંથી અથવા મારી દુકાનેથી ) લાવી આપવા રહ્યો. થોડીવારે પેલા રસોઈ કરનાર બ્રાહ્મણે તેના સોબતીને કહ્યું ભાઈ મુળશંકર, આ દાળમાં મીઠુ નાંખ્યું નથી. કારણ કે આપણી પાસે નથી. માટે શેઠજીની દુકાને જઈ થોડું મીઠુ લાવી આપ. થોડીવાર પછી રસોઈ તૈયાર થશે, અને આપણે જમવા બેસશું. કદાપિ મીઠુ નાંખવું ભૂલી જઈશું તો મોળી દાળ (મીઠા વિનાની) ભાવશે નહિ. એવું સાંભળી મુળશંકર મારી દુકાને આવ્યો અને કહ્યું કે શેઠજી, પેલા અમારાં નાણાંની રકમ અમારે સ્વાધીન કરો. મેં કહ્યું. તને એકને હું આપનાર નથી. તારા સોબતીની રજા હોય તો આપું. મારો આવો જવાબ સાંભળી તેણે તેના સોબતીને કહ્યું. જગનેશ્વર. તારા કહ્યા વિના શેઠજી મને આપતા નથી. જગનેશ્વર બોલ્યો. શેઠજી. તેને આપો, અમારે જોઈએ છીએ. જગનેશ્વરનું આવું બોલવું સાંભળી મેં પેલું નાણું (સિધાના પૈસાવાળી) મુળશંકરને સોંપ્યું. રૂપિઆ મળ્યા તેથી મુળશંકર પેલા જગનેશ્વરની નજર

ચૂકાવી નાસી ગયો. જગનેશ્વરનું ચિત્ત રસોઇ કરવામાં હતું તેથી મુળશંકર દુકાનમાંથી બહાર નિકળ્યોછે કે નહિ, તેની ખબર રહી નહિ, રસોઈ સઘળી તૈયાર થઈ તેથી બૂમ પાડી બોલ્યો. અલ્યા મુળશંકર, મીઠું લેવા ગયો ત્યાં શેઠજીએ તને થોભી રાખ્યો શું? હજુ કેમ બહાર નિકળતો નથી? “મીઠું લેવા ગયો ત્યાંને ત્યાં રહ્યો.” એ પ્રમાણે જગનેશ્વરનું બોલવું સાંભળી હું બહાર આવ્યો. એટલામાં જગનેશ્વર બોલ્યો. શેઠજી. મુળશંકરને મીઠું કેમ આપતા નથી ? તેને મીઠું આપી જલદી મોકલો. અમને ભૂખ કકડીને લાગીછે. હવે તો જમીએ. મે કહ્યું. મુળશંકર અહિ નથી. તેતો તમારા રૂપિઆ લઈ અહિયી તમારી પાસે આવ્યા છે. રૂપીઆનું નામ સાંભળી જગનેશ્વર ચમક્યો. અને બોલ્યો. તમે રૂપીઆ તેને શા માટે આપી દીધા? મારા કહ્યા વિના તમે રૂપીઆ આપ્યા તેથી તે તો તમારા ગયા, હુંતો તમારી પાસેથી લઇશ, મે કહ્યું. અરે મૂર્ખ. તેં કહ્યું ત્યારે આપ્યા છે. તેના એકના કહેવાથી આપ્યા નથી, જગનેશ્વર બોલ્યો. મેંતો મીઠું આપવાનું કહ્યુ હતું. પણ રૂપીઆ આપવાનું કહ્યું નહોતું. હાય. હાય. આ લુચ્ચા વાણિઆએ મને ઠગ્યો. એ પ્રમાણે શોક કરતો ફરિયાદી કરવા સારૂ કોર્ટમાં ગયો અને ન્યાયાધીશ પાસે ફરીયાદી કરવાથી મને કોર્ટમાં લઇ જવાસાર સિપાઇઓ આવ્યા. જ્યારે ન્યાયાધીશના સિપાઇ

મને તેડવા આવ્યા ત્યારે મારાથી ગયા વિના કેમ ચાલે! હું કોર્ટમાં ગયો અને ન્યાયાધીશે કામ ચલાવ્યું. છેવટ ફેંસલો મારા ગેરલાભમાં કર્યો છે. હવે સઘળા રૂપીઆ મારે જગનેશ્વરને આપવા પડશે. માટે મારા લાભમાં ઠરાવ થાય તે પ્રમાણે તમે મને મત બતાવો તો હુ આપ કહો તે આપને આપું.

આ પ્રમાણે વાણીઆનું બોલવું સાંભળી ચતૂરસિંહ બોલ્યો હું તમારા લાભમાં ગોઠવણ થાય તેવી રીતે કરીશ અર્થાત્ અપીલ કરવી પડશે. પરંતુ કોર્ટ ફી, વકીલ ફી વગેરે જે ખર્ચ થશે.તેનું હું જે બીલ મોકલું તે તમારે કબુલ હાય તો વકીલાતનામું લખી આપો. વાણીએ તુરત વકીલાતનામું લખી પોતાની સહી કરી ચતૂરસિંહને સોંપ્યું. ચતૂરસિંહ બોલ્યો.હું તમારા કામસંબંધી કેટલોક વિચાર કરવા બેસુંછું. કોર્ટમાં અગ્યાર વાગતે આવીશ, માટે તમારે તે વખતે કોર્ટમાં હાજર રહેવું. બહુ સારૂં કહી વાણીઓ પોતાને ઘેર ગયો.

અગ્યાર વાગતાને સુમારે પેલો વાણીઓ કોર્ટમાં આવી હાજર થયો. એ વખતે ન્યાયાધીશ અને કેટલાક કારકુનો તથા સિપાઇઓ બેઠેલા હતા. કેટલાક ફરીઆદી અને સાક્ષી વગેરે મનુષ્યો જાણે મેળો ભરાતો હોય, તે પ્રમાણે ભરાતા હતા. માણસોની ઠઠ જામી હતી પણ ત્યાં લગારે ગોંધાટ થતો નહોતો. ન્યાયાધીશ પોતાની સન્મુખના પાંજ-

રામાં જે સખ્સને ખડો કરી સવાલ પૂછતા હતા, તે સિવાય બીજો કોઇ માણસ બોલતો નહોતો. ન્યાયાધીશ સવાલ પૂછતા હતા અને પાંજરામાં ઉભેલો માણસ જવાબ આપતો હતો. આ વખતે પેલો વાણીઓ આવી બેઠેલો હતો પણ તેને મુંગા બેશી રહેવું ઠીક લાગતું નહોતું. હવે પોતાનું કામ ક્યારે ચાલશે? એ વખતને માટે અધિરો હતો. થોડીવાર થતાં ચતૂરસિંહ વકીલ કોર્ટમાં હાજર થયો. તેને ન્યાયાધીશે રીત પ્રમાણે માન આપ્યું અને સામેની ખુરસી ઉપર બેસાડ્યો. થોડી વારે ચતૂરસિંહે કોર્ટની રીત પ્રમાણે કામ દાખલ કરાવ્યું અને પોતાના અસીલનું કામ જલદી ચલાવવા ન્યાયાધીશને અરજ કરી. ન્યાયાધીશે ઉલટ પાલટ તપાસ કરી છેવટ ફેસલો બરાબર છે એવું બતાવવાની તૈયારી કરી, તેવામાં ચતૂરસિંહે દલીલ બતાવી કે ફરીઆદી જગનેશ્વરના કહેવાથી સદરહુ વાણીઆએ મુળશંકરને રૂપીઆ આપ્યા છે તેથી વાણીઆ મજકુર ઉપર સદરહુ જગનેશ્વરનો કશો અલાખો નથી. કદાપી જગનેશ્વર મજકુરે મીઠું સમજી તેના સોબતી મુળશંકરને આપવા કહ્યું હતું, તો સદરહુ વાણીઆએ રૂપીઆ આપવાનું કહેછે. એવું સમજી રૂપીઆ આપ્યા હતા. માટે તે પ્રમાણે થવાથી બનેની કસુર સરખી છે, જેથી વાણીઓ બીન તકસીરવાન ઠરેછે. તેમ છતાં વાણીઆની ચૂક ગણી બ્રાહ્મણના લાભમાં ઠરાવ થયો તો મારો

અસીલ—વાણીઓ રૂપીઆ આપવા તૈયાર છે. કારણ અમલદારના હુકમને તાબે થવુંજ જોઇએ. વળી ન્યાયાધીશ તરફથી જે ઠરાવ થયોછે, તે ગેરવ્યાજબી હશે નહિ. પરંતુ તે રૂપીઆ જગનેશ્વરને મળશે નહિ. કેમકે તેનો એવો ઠરાવ છે કે બંને (બ્રાહ્મણોએ જગનેશ્વર અને મૂળશંકરે) સાથે મળી રૂપીઆ લઇજવા. માટે હવે જગનેશ્વર તેના સોબતી મુળશંકરને સાથે લઈ આવે અને બંને જણ મળી તેનાં સોંપેલાં નાણાં પાછાં લઇ જાય. વાણીઓ આપવાને તૈયાર છે. આવી દલીલ સાંભળી ન્યાયાધીશે કબુલ કર્યું અને બ્રાહ્મણ—જગનેશ્વરને તેના સોબતી મુળશંકરને બોલાવી લાવવા ફરમાવ્યું, તેથી બ્રાહ્મણ નિરાશ થઈ ચાલ્યો ગયો. અને કશું બોલી શક્યો નહિ. વાણીયાની ખુશીનો પાર રહ્યો નહિ. કોર્ટમાં બેઠેલા કેસ સાંભળવા આવેલા માણસો ચતુરસિંહનાં વખાણ કરવા લાગ્યા કે ધન્ય છે ચતુરસિંહની બુદ્ધિને.

રાત્રી થતાં રાજાએ રૂપવંતીને પોતાના શયનગ્રહમાં લાવવા હુકમ કર્યો. આગલે દિવસે રૂપવંતી નાસી ગઈ હતી તેથી એવો લાગ આજ ન મળે, એવા હેતુથી ચોકશી કરવાને માટે દોઢસો સિપાઈની ચોકી રાખી; પોતે શયનગૃહમાં સુતા. થોડીવારે રૂપવંતી આવી હાજર થઈ તે વખત રાજા બોલ્યા. તું તારી લુચ્ચાઈમાં ગઇકાલે ફાવી હતી પણ આજ ફાવનાર નથી. કાલે થોડા ચોકીદાર હતા

તેથી તું નાસી ગઈ પણ આજ દોઢસો સિપાઈ ખુલ્લી ત-
રવારથી ચોકી કરેછે. ચાંચડ સરખો સંચરી શકે નહી તો
તારા સરખી એક ગરીબ અબળાના શા ભારછે? આજ
હું મારી મનકામના પરિપૂર્ણ કરીશ. એવી વાત સાંભળી
રૂપવંતી અત્યંત વિચાર કરવા લાગી. અરેરે! હવે મારૂં
શિયળ સાચવી શકાશે નહિ. આજ તેનું ધાર્યું કર્યાવિના
રાજા છોડનાર નથી. હું રાજા પાસે જેટલી આજીજી
કરૂં તેટલી વૃથા છે. કારણ કે તે મૂર્ખછે કહ્યુંછે કે.

## શ્લોક.

शक्योवारइतुंजलेनहुतभुक्, छत्रेणसूर्यातपो
नागेंद्रोनिशितांकुशेनसमदौ, दंडेनगोगर्दभौ
व्याधिर्भेषजसंग्रहैश्चविविधै, मंत्रप्रयोगैर्विषं
सर्वस्यौषधमास्तिशास्त्रविहितं,मुर्खस्यनास्त्यौषधम्

અર્થ. અગ્નિ પાણીથી શમે, સૂર્યનો તાપ છત્રીથકી
શમે, હાથી અંકુશને વશ રહે, ગધેડો અને સાંઢ લાકડીથી
વશ રહે, વ્યાધી ઓષધથી શમે, ઝેરી જીવડાનું વિષ મંત્રોના
સાધવાથી ટળે ઇત્યાદિ સૌનાં ઓસડ શાસ્ત્રમાં કહ્યાંછે
પણ મુર્ખનું ઓસડ કહ્યું નથી. માટે હું રાજા પાસે ગમે
તેટલી લાચારી કરીશ પણ તેથી મારૂં શિયળ અવિચળ

રહેવાની આશા નથી. હવે હું તેના પંજામાં બરાબર સ-
પડાઇછું અરે પરમેશ્વર હવે મારી લાજ રાખનાર તું સમર્થ
છે, બીજા કોઈની શક્તિ મારી સહાય કરવાની નથી. અ
રેરે! મારૂં પતિવૃત લુટાશે તો મારૂં સઘળું જીવતર વૃથા
થશે. એવા વિચાર પોતાના મનમાં કરતી હતી એટલામાં
રાજા તેનો હાથ પકડી પલંગ ઉપર બેસાડી ઘણી રીતે
સમજાવવા લાગ્યો, પણ રૂપવંતી કહે જરા ધિરજ રાખો.
રાજાએ મનમાં વિચાર કર્યો કે બળાત્કારે કરવાકરતાં તેની
ખુશીથી થાયતો વધારે સારૂં. એવું ધારી બીજી વાતો કરવા
લાગ્યો. લંપટ માણસો પોતાની જૂઠી બડાઈ બહુ મારેછે.
તે પ્રમાણે પ્રતાપસિંહ રાજા પોતાની બડાઇની વાતો કરવા
લાગ્યો. હું ચિત્રકળા, યાંત્રીકશાસ્ત્ર અને કસરતમાં કુશળ
છું. નટના સરખા ખેલ કરવા તેતો મને સેહેજ સરખા
લાગેછે. ગમે તેવા હોશિયાર નટ હોય પણ તે મારી બ-
રોબરી કરી શકે નહિ. રૂપવંતી બોલી. આપ નટ સરખી
કસરત કરી જાણતાહો તો હું આપને બાંધું અને આપ
છુટી જાઓ. રાજા કહે ઠીક. રૂપવંતીએ લંપટરાજાને ઘણા
જોરથી બાંધ્યો અને એક ખૂણામાં નાંખી બોલી.રાજાજી.
આપની હોશિયારી હવે બતાવો. મેં આપને બાંધ્યાછે હવે
આપ છૂટા જોઇએ. રાજા હસતાં હસતાં બોલ્યો. આ પ્ર-
માણે ઘણા જોરથી બાંધેલો છે તો હવે મારાથી શી રીતે
છુટી શકાય? નટને જૂદી તરેહથી બાંધેછે તેથી તે જલ-

દીથી છુટી શકેછે. હવે તમે મને છોડો. હું તમને નટને બાંધવાની રીત બતાવું. રૂપવંતી કહે, મારે નટ બાંધવાની રીત જોવી નથી. હવે તમે તે ખૂણામાં સુઈ રહો અને હું પલંગ ઉપર સૂઈ રહુંછું. રાજા કહે. હું બૂમ પાડી મારા સિપાઇને બોલાવીશ અને છુટચા પછી તમારી જે વલે કરીશ, તે તમે જાણશો. માટે મને જલદી છોડો. રૂપવંતી બોલી. તમારા સિપાઇના હાથથી છુટયા પછી ગમે તે કરજો, પણ હમણાંથીજ રામ રામ છે. એમ કહી રૂપવંતીએ ચાલવા માંડયું તેથી રાજાએ બૂમ પાડી કહ્યું કે, અરે સિપાઈ. મને દગો દઇને જાય છે તેને પકડો., આવો હુકમ સાંભળતાંજ દોઢસો સિપાઇઓ રાજાના ઓ-રડા તરફ દોડ્યા.

તેને બારણામાં અટકાવી રૂપવંતીએ કહ્યું કે કોઈ હ-રામખોર રાજા સાહેબને ઘાયલ કરી બારીએથી ધોરી રસ્તા તરફ ઉતરી પડ્યો છે, માટે જાઓ તેને જલદી પકડો. આવી હકિકત સાંભળી સઘળા સિપાઇઓ ધોરી રસ્તા તરફ દોડ્યા અને ચોર ક્યાંછે ? તેની શોધ કરવામાં ગું-થાયા. આ વખત કોઈ રૂપવંતીને અટકાવી શકનાર નહોતું તેથી રૂપવંતીને નાસવાનું દ્વાર ખુલ્લું રહ્યું. રૂપવંતી રાજ મેહેલમાંથી બહાર નીકળી અને શેહેર નિવાસી જનોનાં ઘર નિહાળતી આગળ ચાલી.

રૂપવંતી જ્યારે શેહેર વચ્ચોવચ્ચ આવી પહોચીત્યારે તેની

દ્રષ્ટીએ એક અગાશીમાં બેઠેલો જુવાન પુરૂષ દેખાયો. તેના શરિરના તમામ અવયવો સુઘટ જણાતા હતા. જાણે બીજો કામદેવ આ જગ્યોએ આવી હાજર થયો હોય તેવું તેને દિસવા લાગ્યું. એ પુરૂષ પોતાની આસપાસ ચકચકિત રોશની રાખી એક કાચમાં ચિત્રેલી તસવીર નિરખતો હતો. મનમાં કંઇ ખેદ થતો હોય તે પ્રમાણે એનું વદન લગાર કરમાયલું જણાતું હતું. તે પુરૂષનું ચિત્ત કાચમાં ચિત્રેલી તસવીરમાં ચોંટી ગયેલું હતું તેથી તે બોલ્યો

## શિખરિણી છંદ.

પડીછે આ સામે તસવીર ખરી તે ચિત ચડી.  
વિયોગાગ્નિ પીડા ભડભડ ભળે ચીત શગડી;  
અતીશે સંભારી દહન દુખ પ્યારો તુજ ખમે,  
અરે મારી પ્યારી તુજ વિણ મને લેશ ન ગમે.

ઉપર લખેલો શિખરિણીછંદ રૂપવંતીએ પેલા અગાશીમાં બેઠેલા પુરૂષના મુખેથી સાંભળ્યો. એ પુરૂષના વચન સાંભળતાંજ રૂપવંતીની સ્થિતિમાં ફેરફાર થઇ ગયો. આજ દિવસ દુઃખના પંજામાં આવવા છતાં કદિ ધિરજ નહિં છોડેલી એવી ગુણવાન રૂપવંતીનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું. અગાશીમાં બેઠેલો પુરૂષ કોણછે ? અને હું તેને ક્યારે મળી શકીશ ? એવા વિચારમાં ગરકાવ થઇ ગઇ અને બોલી

## શાર્દુલ વિક્રિડિતછંદ.

રૂંધાયું ચિત સર્વ હર્ષ સુખને, સંતુષ્ટ ઉત્કર્ષથી;
તે મારો પ્રિય પ્રાણ આજ અમને, આવી મળ્યો હર્ષથી;
વાણી માં જુઓ વસી મધુરતા, ચિત્તે પડ્યો સ્વાદઆ;
ચિત્તે વાસ વશ્યો મને પ્રિય પતી, તેનો દિસે નાદઆ.

નિચે કોઈ વિયોગી સ્ત્રી પોતાના પતિને યાદ કરેછે એવું ધારી પેલા પુરૂષે પોતાના માણસ મારફતે તેને ઉપર બોલાવી રૂપવંતી ઘણી હોશથી ઉપર આવી અને જુએછે તો કામદેવને લજ્જા પમાડે એવો સ્વરૂપવાન પુરૂષ તેની દ્રષ્ટીએ પડ્યો. પેલા પુરૂષે રૂપવંતીને જોઈ કે તુરત ખુરશી ઉપરથી ઉભો થઈ તેની કોટે બાઝી પડ્યો. રૂપવંતીએ પણ તેની સાથે કોટી કરી હર્ષનાં આંસુ પાડ્યાં. બંને જણના હ્રદય હર્ષથી રૂંધાઇ ગયાં તેથી કેટલીકવાર સુધી બિલકુલ બોલી શક્યાં નહિ. થોડીવારમાં બંનેનું ચિત્ત એકત્ર થઈ ગયું. પોતાને માથે આજ દિનસુધીમાં જે જે મુસીબતો પડી હતી તે સઘળી એક બીજાએ અન્યોઅન્ય કહી સંભળાવી. રૂપવંતીના દુઃખને માટે સર્વને દયા આવે એવું હતું તો આ અનુભવી પુરૂષને દયા કેમ ન આવે! રૂપવંતાએ તે પુરૂષની સાથે રહેવા ખુશી બતાવી.

પ્રિય વાંચનાર! આ પુરૂષ કોણ હતો! તે તો કેટલાકના જાણવામાં આવ્યું હશે. આ પુરૂષ પેલો ચતૂરસિંહ વકિલ રૂપાંતીનો સૌભાગ્ય રક્ષક હતો. તેની સાથે આવા

દુઃખને વખતે અનાયાસ મેળાપ થવાથી રૂપવંતીને કેટલો હર્ષ થયો હશે ! તેનો વિચાર વાંચનારે કરી લેવો. ઘણા દિવસનો વિયોગ આ વખત ટળ્યો તેથી બંનેની ખુશીનો પાર રહ્યો નહિ. રૂપવંતી પોતાનાં અમૃત સરખાં વચનથી ચતૂરસિંહને સંતોષ પમાડવા લાગી. કહ્યુંછે કે—

## श्लोक.

केयूरानविभूयषन्तिपुरूषं,हारान्चंद्रोज्वला
नस्नानंनाविलेपनंचकुसुमं,नालंकृतामूर्धजाः
वाण्येकासमलंकरोतिपुरूषं,यासंस्कृताधार्यते
क्षीयंतेखलुभूषणानिसततं,वाग्भूषणंभूषणं॥

અર્થ—ચંદ્રમા સમાન ધોળાહાર માણસને શોભા આપતા નથી, બાજુબંધથી, સ્નાન કરવાથી, સુગંધદાર વસ્તુનું લેપન કરવાથી. ફુલોથી, કેશ ઓળવાથી શોભા પમાતી નથી પણ મધુરતા ભરેલી વાણી બોલવાથી શોભા પમાયછે. સર્વ જાતનાં ભુષણો નષ્ટ થાયછે પણ વાણીરૂપી ભુષણ સદાકાળ સુશોભિત રહેછે. રૂપવંતી અને ચતૂરસિંહનો મેળાપ થયો તેથી બંનેની ખુશીનો પાર રહ્યો નહિ. વાંઝિઆને ઘેર પુત્રનો જન્મ થવાથી, આંધળાને આંખો મળવાથી, ચકોરને ચંદ્રમાનો પ્રકાશ થવાથી, મા-

છોડાંને જળ મળવાથી જેટલો હર્ષ થાયછે તેટલો હર્ષ બં-
નેને થવા લાગ્યો. ચતુરસિંહની પ્રખ્યાતી આ શહેરમાં ઘ-
ણી થઇ હતી તેથી કેટલાક અસિલો તેને ઘેર આવતા
હતા. પોતાનું લખાણ પુરૂં નહિ થવાથી ચતુરસિંહ રા-
ત્રિનો ઉજાગરો કરતો હતો. આશરે દસ વાગતાને સુમારે
સર્વ સૂઇ ગયાં.

---

## प्रकरण २० मुं.

સવાર થતાં સર્વ જાગી ઉઠ્યાં. દાતણ કરી નાહ્યા૰ પ
છી ઇશ્વર સ્તવન (નિત્ય કર્મ) કરચું થોડીવાર થતાં એક
બ્રાહ્મણે આવી ચતુરસિંહને નમસ્કાર કર્યો. ચતુરસિંહે
તેનું યોગ્ય સન્માન કરી બિછાના ઉપર બેસાડ્યો અને આ
વવાનું કારણ પૂછ્યું. બ્રાહ્મણ બોલ્યો. સાહેબ, હું આ
ગામથી પશ્ચિમ દિશાએ ત્રણ ગાઉ ઉપરના ગામડામાં
રહુંછું અને મારો એક મિત્ર આ ગામમાં રહેછે. મારે
અને તેને આજ દિવસ સુધી એટલી પ્રીતિ હતીકે જીવ
એક અને દેહ જૂદા કહીએ તો ચાલે, એ પ્રમાણે અમે
પરસ્પર ગણાતા હતા. આ શહેરથી મારા ગામ તરફ જ
તાં બરાબર દોઢ ગાઉને અંતરે એટલે બંને ગામની વચ્ચે
એક સુંદર પાણીથી વહેતી નદીછે. તે સ્થળે બંને મિત્રોને
મળવાની આકાંક્ષાથી હમેશાં નહાવા આવતા હતા. બંને
જણ તે નદીએ નહાઈ અંતઃકરણની ગુહ્ય વાતો પરસ્પર

કહી જુદા પડતા હતા. અમે બંને એ વિચાર કર્યો કે વ
ગર કામે માત્ર મિત્રના મેળાપને અર્થે અહિ આવવું તેના
કરતાં કાંઈ કામને પ્રસંગે આવવું પડે તે વધારે સારૂં છે.
એમ ધારી અમે તે નદીને કિનારે થોડા આંબા નાંખ્યા. તે
જ્યારે મોટા થઈ ફળે ત્યારે તેની ઉપજના રૂપિઆ અ-
મારે અરધ હિસાબે વેહેંચી લેવા નક્કી કર્યું. કારણ કે તે
નદિ મારે અને મારા મિત્રને સરખીજ દૂર હતી. તેને દોઢ
ગાઉ દૂર થાય અને મારે પણ દોઢ ગાઉ થાય. સવારના
આઠ વાગતે રોટલા જમી બંને જણ તે નદિએ આંબા-
ની રક્ષા કરવા આવતા અને પાછા સાંજના ચાર વાગતે
સૌ સૌને ઘેર જતા હતા. એ પ્રમાણે બંને જણની સરખી
મેહેનતથી આંબા ઉછેરી મોટા કર્યા. આંબાના થડ બસેં
હતાં, પણ જ્યાં સુધી તેના ઉપર કેરીઓ આવી નહોતી
ત્યાં સુધી અમારે બંને મિત્ર વચ્ચે સલાહ ચાલી, પણ
ચાલતી સાલમાં આંબા ઉપર પુષ્કળ કેરીઓ આવી અને
તેની ઉપજના રૂપિઆ આવ્યા ત્યારે મારા મિત્રની દ્રષ્ટી
ફરીછે. કહેવત છે કે "લક્ષ્મિ દેખી મુનીવર ચળે" તે પ્ર
માણે તેનો વિચાર તદન પલટાઈ ગયો છે. તે કહેછે કે
આંબાની ઉપજમાંથી બે ભાગ હું રાખી એક ભાગ તને
આપું અને હું કહુંછું કે આપણે બંને મિત્રો સરખે હિસ્સે
વહેંચી લઈએ, પણ મારો શેહેરનો નિવાસી મિત્ર એક
ટળી બે થતો નથી, તેણે ફરીઆદી કરાછે અને પો-

તાને વધારે મેહેનત પડીછે એવું આંધળા અમલદારોની પાસે સાબિત કરવા તૈયાર થયોછે. હું ગરીબ ગામડીઓ માણસ છું. મને કોરટની રીતભાતની ખબર નથી. માટે આપ મારા વકિલ થઈ મને જીતાવશો તો આપ કહેશો તે પ્રમાણે આપને રૂપિઆ આપીશ. ચતૂરસિંહ કહે, એ આંબાની ઊપજમાંથી તને બે ભાગ અપાવું અને તારા સુચ્ચા મિત્રને એક ભાગ અપાવું તો કેમ? બ્રાહ્મણ કહે, તે પ્રમાણે થાય તો આપ કહો તે પાળવા હું કબૂલછું. ચતૂરસિંહે રીતસર વકીલાતનામું લખી તેમાં પેલા બ્રાહ્મણ પાસે સહિ કરાવી અને તેને કોર્ટને વખતે એટલે અગ્યાર વાગતે કોર્ટમાં હાજર થવા કહ્યું.

ચતૂરસિંહ વકીલના અસીલનું કામ ચાલતું હોય તે વખત સઘળા માણસો કેસ સાંભળવાની ઘણી ઉત્કંઠાને લીધે હમેશાં વાટ જોયા કરતાં હતાં. ઉપર લખેલા બ્રાહ્મણનો કેસ આજ ચાલશે એવા સમાચાર આખા શેહેરમાં પ્રસર્યા અને તેનો વકીલ ચતુરસિંહ છે એવું જાણતાં કેટલાક નગરનિવાસી જનો અગ્યાર વાગવાને સુમારે કોર્ટમાં સારી જગ્યા શોધી બેસવા લાગ્યા. ચોતરફથી માણસોનાં ટોળેટોળાં ચાલ્યાં આવતાં હતાં. કોર્ટમાં એટલી ભીડ થઈ કે ન્યાયાધિશને બેસવાનું સિંહાસન, વકીલ વગેરે આબરૂદાર માણસને બેસવાની ખુરશીઓ અને વાદી, પ્રતિવાદી તથા સાહેદોને જુબાની લેતી વખત ઉભા રેહેવાનું પાંજરૂં

એ સિવાય કોઈ જગ્યાએ રસ્તો રહ્યો નહીં. કોઈ માણસને ન્યાયાધિશની છેક પાસે લાવવો હોય ત્યારે સિપાઈઓને રસ્તો કરતાં મહા મુસિબત પડતી હતી. પ્રિય વાંચનાર, આ વખત એટલાં માણસ ભરાયાં હતાં કે કોર્ટની અંદર અથવા બહારના ભાગમાં થોડો માર્ગ મળવો પણ મુશ્કેલ હતો. અગ્યારવાગે જ્યારે ન્યાયાધિશ સાહેબ કોર્ટમાં પધાર્યા તે વખતે તેમને ચાલવાને માટે રસ્તો કરતાં સિપાઈઓને ઘણી વિટંબણા ભોગવવી પડી હતી. થોડીવાર થતાં ચતુરસિંહ વકીલ કોર્ટમાં હાજર થયા, તે વખતે સર્વ માણસોએ ઉભા થઇ તેમને માન આપ્યું, અને પછીથી એટલી ધક્કાધક્કી ચાલી કે કમજોર માણસને કચરાઈ જવાની ખરેખરી દહેસત હતી. થોડી વાર થતાં સર્વ બેસી ગયા એટલે ગડબડાટ બંધ થયો. પવનને માટે કોર્ટના પંખાઓ તણાવા લાગ્યા. સુગંધી વાળાની ટટીઓપર પાણી છંટાવા લાગ્યાં વગેરે પડતા તાપનું નિવારણ કરવા કેટલાક ઉપચારો કરવા માંડ્યા, પણ માણસની ગરદીને લીધે બફારો વધારે થતો હતો. જે વખત ચતુરસિંહના અસીલનું કામ ચાલવા માંડ્યું તે વખત ન્યાયાધિશ સાહેબનું સિંહાસન, વકીલો વગેરે આબરૂવાન માણસોને બેસવાની ખુરશીઓ અને તોહોમતવાળા અથવા સાહેદોને ઉભા રહેવાનું પાંજરૂં પણ ખાલી રહ્યું નહીં. આખી કોર્ટમાં અને બહાર માણસોની ખીચાખીચ થઇ રહી હતી.

ન્યાયાધિશ સાહેબે કામ ચલાવવા માંડ્યું તે વખત સઘળો ઘોંઘાટ બંધ પડ્યો. રીતસર એકપછી એક સર્વની જુબાની લીધા પછી તે સિરસ્તેદારે લખી લીધેલી જુબાનીમાં સર્વની સહીઓ લીધી. છેવટ ફેંસલો આપતી વખત ન્યાયાધીશ સાહેબે ભાષણ કર્યું કે "આ બંને મિત્રોએ સરખી મેહેનતથી આંબા ઉછેરી મોટા કર્યા માટે બંને જણે તેની ઉપજના રૂપીઆ સરખે હિસ્સે વહેંચી લેવા" એવું સાંભળી ચતૂરસિંહે દલીલ બતાવી કે સાહેબ, મારા અસિલને તે આંબા ઉછેરવામાં વધારે શ્રમ પડેલ છે. તે એ કે, સવારના આઠ વાગતે આવતાં મારા અસિલને સામો સૂર્ય આવતો હતો અને પાછો સાંજના ચાર વાગતે ઘેરે જતી વખત પણ સૂર્ય સામો આવતો હતો. સૂર્યનો સઘળો તાપ તેને ઘણી મુદત સુધી સહન કરવો પડ્યો છે માટે તેને બે ભાગ મળવા જોઇએ. ચતૂરસિંહની દલીલ ન્યાયાધીશ સાહેબે વ્યાજબી ગણી તેના અસિલને બે ભાગ મળવા ઠરાવ કર્યો તેથી સઘળા માણસો ચતૂરસિંહનાં વખાણ કરતા સૌ સૌને ઘેર ગયા.

ચતુરસિંહ ઘણો હોશિયાર માણસછે એવું રાજાના અંતઃકરણમાં ચોંટી ગએલું વાક્ય તેને હરદમ યાદ આવ્યા કરતું હતું, જોગ આવતાં તેને લાયક જગ્યાએ ગોઠવવા તેનો ઇરાદો હતો, કારણ કે આવા હોશિયાર માણસની આ રાજ્યમાં જરૂર હતી. રાજાને એવી ખબર નહોતી કે

ચતુરસિંહ રૂપવંતીનો ધણી થાયછે. તેતો કોઈ મુસાફર હશે એવું તેના જાણવામાં હતું તેથી ચતૂરસિંહની હોશિયારી વિષે વારંવાર વખાણ કરતો હતો.

---

# प्रकरण २१ मुं.

પેલી રૂપવંતી રાજાના બંગલામાંથી નાસી ચતૂરસિંહને મળી, અને ચોરને ખોળવા ગયેલા સિપાઇઓ રાજા પાસે આવી કહેવા લાગ્યા. સાહેબ, ત્યાં તો કોઈ ચોર નથી. અમે ઘણો ખોળ્યો પણ કોઇ માણસ અમારી નજરે પડ્યો નહીં. રાજા બોલ્યો અરે મુર્ખાઓ ! ચોર કોણ હોય ? એતો પેલી લુચ્ચી મને બાંધીને ચાલી ગઇછે; માટે મને છોડો. સિપાઇઓએ રાજાને છોડ્યો પછી રૂપવંતીએ રાજાને છેતરેલો માટે તેને જલદી શોધાવી મંગાવવા પોતાના સિપાઇઓ મોકલ્યા. પણ કોઈ જગ્યોએ તેની ભાળ લાગી નહીં. રાજા પોતે રૂપવંતીના વિયોગે અતિશય ક્લેશ પામવા લાગ્યો અને રૂપવંતી શા ઉપાયથી આવે તેનો શોધ કરવા લાગ્યો સઘળા સિપાઇઓને ઇનામ આપવા હોંશ બતાવી પણ કોઈ સિપાઈ તે ઇનામ લેવા ભાગ્યશાળી ન થયો. છેવટ મુબારકે કહ્યું કે સાહેબ, આપણા શેહેરમાં પેલી માનાં ડોશી રેહેછે તે આવા કામમાં ઘણી કુશળછે તેણે કેટલીક વિચિક્ષણ સ્ત્રિયોને વ્યભિચારી પુરૂષોના ભા-

ગરૂપ કરી દીધીછે. પાતાળમાં સંતાએલી સ્ત્રિઓને તેણે થોડી વારમાં શોધી કાઢીછે. અને કોઇથી છેતરાય નહીં એવાં સ્ત્રિ પુરૂષોને તેણે છેતરી પોતાનું કામ કાઢી લીધુંછે. માટે જો આપનો હુકમ હોય તો હું તેને બોલાવી લાવું. જ્યારે આપણને બાતમી મળી નહીં, ત્યારે માનાં ડોશીની સહાયવિના આપણે ફતેહ પામવાના નથી.

મુબારકનો આ વિચાર રાજાને પસંદ પડ્યો તેથી તેને માનાં ડોશીને તેડી લાવવા રજા આપી. થોડીવાર થતાં મુબારક અને માનાં ડોશી આવી રાજા પાસે ઉભાં રહ્યાં અને માનાં ડોશી બોલી. રાજાધિરાજ, મને આપની રૂબરૂ શા કારણથી બોલાવી છે ! મારા સરખું જે કામકાજ હોય તે ખુશીથી ફરમાવો. દાસી કરવાને તૈયાર છે. આ-વાં દબદબા ભરેલાં વચન સાંભળી રાજા અત્યંત ખુશી થયો અને બોલ્યો; માનાં ડોશી, મને ખબર મળી છે કે તમે ઘણાંજ હોશિયાર અને ચાલાક માણસછો. ગમે તેવી વિચિક્ષણ સ્ત્રિને ભોળવી લાવવી તેમાં તમને લગારે વાર લાગતી નથી. તમે જે સ્ત્રિને ધારો તેને વશ કરોછો. તેથી હું તમારા ઉપર ઘણોજ ખુશીછું કે આવાં અમૂલ્ય રત્નો મારા શેહેરનાં ભૂષણ રૂપ તે ગુપ્ત પડયાં રહ્યાંછે, અને તેની ખૂજ મારાથી જાણી શકાઈ નથી, તેથી ધિક્કાર છે મારા રાજ્ય પદને. રાજાનો ધર્મછે કે પોતાની રૈયતમાં ગુણવાન હોય તેવા માણસોના ગુણની પરીક્ષા કરી તેને

યોગ્ય ઇનામ આપવું જોઇએ, પણ મેં આજ દિવસ સુધી તમારી બિલકુલ સંભાળ લીધી નથી તેથી મને બહુ ખેદ થાયછે. હવે મારે તમને એટલુંજ કહેવાનું છે કે, દ્વારકાંદાસ શેઠની ભાણેજ, જેને માથે છોકરો મારી નાંખ્યાનો દોષ આવ્યો હતો; તેને મેં ઉગારી મારી પાસે રાખવા વિચાર રાખ્યો હતો, પણ તે મને છેતરીને ચાલી ગઇછે. આ સુદ્ધાંત તેણે મને બે વખત છેતર્યોછે. હવે એ સ્ત્રિને લાવી આપવાનું કામ તમને સોંપુંછું. મને ખાત્રીછે કે તે કામમાં તમે ખચિત ફતેહ પામશો. જ્યારે તમે મારૂં કામ ખરા અંતઃકરણથી બજાવશો ત્યારે તેનો સારો બદલો આપ્યાવિના હું રહેનાર નથી. કદાપિ તમે બોલ્યાવિના કામ કરવા ખુશી નહો, તો અમુક રકમનો ઠરાવ કરો. માનાં ડોશી બોલી. અરે રાજાજી, એ સ્ત્રિ તો ઘણીજ વિચિક્ષણ છે. જે આપની પાસેથી નાસી ગઈ તેને હુ લાવી શકું એવું મારૂં સામર્થ્ય નથી. વળી જેનો કોઈ ઠેકાણે પત્તો નથી એવી સ્ત્રિને શીરીતે લાવી શકાય? માટે એ કામ મારાથી બની શકનાર નથી. તમારા ધ્યાનમાં આવે તેને સોંપો. એમ કહી પોતાના ઘર તરફ ચાલી નીકળી.

હોશિયાર અને હજારો પતિવ્રતા સ્ત્રિઓનાં પતિવ્રત ખંડન કરાવેલાં, એવી માનાં ડોશીના મુખથી આવાં વચન સાંભળી રાજાનું મન ઝાલ્યું રહ્યું નહિ અને બોલ્યો. જે સ્ત્રિ મને છેતરી ચાલી ગઈ તેને પાછી મારા કબજામાં

લઉં નહિ, ત્યારે હું રાજા શાનો? એ સ્ત્રિને માટે લાખો રૂપિયાનો ખર્ચ થાય તોપણ કુરબાન છે. માનાં ડોશી, તમે તે સ્ત્રિને લાવી આપો તો પાંચહજાર રૂપિઆ આપું. પાંચ હજાર રૂપિઆનું નામ સાંભળી માનાંડોશીનું મન ચળ્યું, તેથી બોલી. તમારે નવે બંગલે ચોકી પેહેરાનો બંદોબસ્ત રાખી બેસો. જો પરમેશ્વરનો હુકમ હશે તો હું રૂપવંતીને લઈ હમણાં આવુંછું. ગમે તેવી વિચિક્ષણ સ્ત્રિ હોય પણ તે મારા કબજામાંથી કંઈ જઈ શકનાર નથી. રાજાજીના પ્રતાપથી હું એવા સઘળા કામમાં ફતેહ પામુંછું. એવાં અભિમાનનાં વચનો બોલવા લાગી.

## श्लोक.

जरारूपंहरातिहिधैर्यमाशामृत्युःप्राणान्
धर्मचर्यामसूया, क्रोधःश्रियंशीलमना
र्यसेवाह्रियंकामः सर्वमेवाभिमानः

અર્થ—જરા (વૃદ્ધપણું) રૂપનો નાશ કરેછે, આશા ધૈર્યને છોડાવેછે, મૃત્યુ પ્રાણને હરિ લેછે, પારકી નિંદા ધર્મના આચરણને ટાળેછે, ક્રોધ લક્ષ્મિનો નાશ કરેછે, નિચ માણસની શેવા શિળનો ભંગ કરેછે કામ લાજનો નાશ કરેછે, અને અભિમાન છે તે સઘળાનો નાશ કરે છે.

આ વચન સાંભળી રાજા અત્યંત ખુશી થયો અને

પોતાનાં હજારો માણસ સાથે પોતાને નવે બંગલે આવ્યો. માનાં ડોશીને સારા બળદથી જોડેલી સિધરામ સોંપી તેમાં બેસી તે રૂપવંતીને તેડવા ચાલી.

માનાં ડોશી ચતૂરસિંહની પાડોસણ હતી તેથી તેણે રૂપવંતીને ચતૂરસિંહને ઘેર દીઠેલી હતી. રૂપવંતીને લાવવાની હામ ભીડ્યા અગાઉ તેને કેવી રીતે લાવવી? તેનો વિચાર કરી રાખેલો હતો. ચતૂરસિંહના ઘર પાસે આવી ગાડીમાંથી નિચે ઉતરી એકદમ મેડી ઉપર ચડી ગઈ.

જે વખત માનાંડોશી ચતૂરસિંહની મેડી ઉપર ચડી ગઈ તે વખત જાણે પોતે આ ઘરમાંજ રેહેતી હોય અથવા તે હમેશને માટે જાણતી હોય તે પ્રમાણે બીન ધડક ચાલી આવતી હતી. રૂપવંતી આ વખત એક ખુરશી ઉપર બેઠી હતી અને નીતિનાં પુસ્તકો વાંચતી હતી. તેણે કોઇને પોતાના તરફ આવતું જોઈ બારી તરફ જોયું તો તેણે કાઈ વિચિક્ષણ બાઇને દીઠી. તેને સારૂં માણસ ધારી પોતે ઉભી થઇને તેને માન આપ્યું અને એક આસન ઉપર બેસાડી અને યોગ્ય સન્માન કર્યું. રૂપવંતાના સ્વરૂપ અને લાવણ્યતાથી માનાં ડોશી અત્યંત ખુશી થઈ અને પોતે ચતૂરસિંહની વિશ્વાસુ પાડોશણ હોય એમ ખાત્રી કરી આપવાના ઇરાદાથી બોલી, રૂપ-વંતી, હું તમારી પાડોશણછું તેથી ચતૂરસિંહે મને જીભથી બેન માનેલી છે. મારી ઉપર તેમની ભાઈ સમાન મમતા

છે અને તેમને મારો જેટલો વિશ્વાસ છે તેટલો બીજા કોઇનો નથી. મારા ચતૂરસિંહભાઇ આજ કોર્ટમાં જતા હતા તે વખત તમે આવ્યાંછો એવી ખબર આપતાં કહ્યું કે, આજ દરબારના નવા બંગલામાં જોવા લાયક શોભા થવાની છે ત્યાં આખા શહેરના મનુષ્યો જોવા જાય છે માટે તમારી ભાભીને તેડીને તમે પણ જોવા જજો. એમ કહી આ સિધરામ મને જોડાવી આપીછે. હું હવે ઘરડી થઇ તેથી આવાં વિચિત્ર જોણાં જોવા ઉપર મને ભાવ નથી. જ્યારે એવા દેખાવો દીઠા ન હોય ત્યારે જોવાની વધારે અપેક્ષા થાય પરંતુ બહુ વાર સારા સારા બાગ, બગીચા અને મેલાવડા જોયા હોય ત્યારે હવે જોવાની આકાંક્ષા શાની હોય? આ વખત મારે જોવા જવાની મરજી નહોતી પણ મારા ચતૂરસિંહ ભાઇએ મને કહ્યું તેથી ગયા વિના છુટકો નહિ.વળી તમે મારાં નવાં ભાભી અહીં આવ્યાંછો તેને એકલાં પણ કેમ મોકલાય? માટે ખચીત તમારી સાથે આવવું જોઇએ. એવું સમજી હું તૈયાર થઇ તમને તેડવા આવીછું માટે હવે તૈયાર થાઓ. રૂપવંતી કહે. મારે એવા બંગલા જોવાની અપેક્ષા નથી. મેં એવા બંગલાઓ અને મનુષ્યના મેલાવડાઓ ઘણા જોયાછે. વિચિત્ર વાડીઓ અને બહુ સુશોભિત બગીચાઓમાં ઘણી વખત ફરી તેના સુખનો અનુભવ કરવા ભાગ્યશાળી થઇછું. માટે હવે એવા મેલાવડા જોવાની

મને સ્વપ્નામાં પણ મરજી થતી નથી. તમારે તે જાવાની મરજી નથી અને મારે પણ નથી તેથી હવે શાંત થઇને બેસો. માનાંડોશી પોતાના પ્રપંચમાં ફાવી નહિ તેથી અત્યંત વિચાર કરવા લાગી કે, હું ઘણી સ્ત્રિઓને છેતરી મારી ધારેલી ધારણામાં પાર પડીછું અને આ ઠેકાણેથી નિરાશ થઈ પાછી વળું એ મને નામોશી લગાડનારૂં છે. એવું ધારી બોલી. તમને મારો વિશ્વાસ આવતો નહિં હોય, પણ હું કંઈ હલકું માણસ નથી. મારે તમને ત્યાં જોરાં લઈ જવાની અગત્ય પણ નથી. જ્યારે મારા ચતૂરસિંહ ભાઇએ અત્યંત આગ્રહથી કહ્યું ત્યારે તેનું વચન મારાથી ઉલંઘન કરી શકાય નહિ માટે આવવાની જરૂર પડી. હું કાંઈ નવરી નહોતી બેઠી. મને તમે પોતે બોલાવવા આવો તોપણ હું તમારી સાથે આવું એવી નથી. પણ લાચાર કે મારા ચતૂરસિંહ ભાઈના વચનને માટે તમારી સાથે આવવાની કબૂલત આપવી પડી. જો મને અગાઉથી તમે અણ વિશ્વાસુ છો એવી ખબર હોત, તો હું પ્રથમથીજ અહિં આવવા કબૂલ થાત નહિ. પણ ભાવી બળવાન છે. મારા ધારવામાં એમ હતું કે તમે ચતુરસિંહ ભાઇને આધિન હશો, પણ આતો ઉલટૂં નિકળ્યું. મારા ચતૂરસિંહભાઇનું વચન તમારા કશા લેખામાં નથી એવી આજ મારી ખાત્રી થઈ. ખરેખર જેવી તમારી મરજી. તમારા આવવાથી મને કશો ફાયદો નથી

તેમજ તમારા નહિ આવવાથી કશા ગેરફાયદો નથી. જો ધારૂં તો તમારા નહિ આવવાથી લાભછે ખરો, તે એકે, મારો વખત તમારી સાથે આવવાથી ગુમાવત તે બચ્યો અને વળી બીજી વખતે મારો ચતૂરસિંહ બાઈ તમારી સાથે આવવા મને ભલામણ કરશે નહી. તેથી મારો વખત નકામો રોકવા વારો આવશે નહિ. મારા ચતૂરસિંહ બાઇને મારો સંપૂર્ણ વિશ્વાસ છે પરંતુ તમારે નથી તો મારે તમારી કશી દરકાર નથી, એમ કહી નીચે ચાલી.

આવા વચનો સાંભળી રૂપવંતી વિચારમાં પડી, રખે-ને ઠાકોરે કહ્યું હોય અને હું નહિ જાઉં તો વળી મને ઠપકો દેશે. ડોશીના બોલવામાંતો લુચ્ચાઈ જણાતી નથી.

તોપણ તપાસ કર્યાવિના આગળ પગલું ભરવું નહિ. હવે પુછવું પણ કોને? જો. ઠાકોરે ખાત્રીથી કહ્યું હશે અને જવાની આનાકાની કરી નહિ જાઉં તો ઠપકો મળશે, માટે મારા ગાડીવાનને પુછી જોયું વધારે સારૂંછે. જો તે વિશ્વાસુ પાડોશણ હોય તો તેની સાથે જવાથી કશી અડચણ નથી. એવું ધારી પોતાના ગાડીવાનને પાસે બોલાવી સઘળી હકીકત કહી. ત્યારે ગાડીવાન બોલ્યો. બા, તે માનાં ડોશી આપણી પાડોશણ છે અને મારા ધારવા પ્રમાણે તે સારૂં માણસછે. ચતૂરસિંહ બાઇએ તેને અહિં મોકલી હશેકે નહિ? તે હું બીલકુલ જાણતો નથી. ગાડીવાનનું વચન સાંભળી રૂપવંતીએ માનાંડોશીને અટકાવવા

કહ્યું અને સારા વસ્ત્રાલંકાર પેહેરી તેની સાથે સિધરામમાં બેશી દરબારના બંગલા તરફ ચાલી.

પોતાની ધારેલી ધારણામાં ફતેહ પામી, પ્રપંચના ઊંડા ખાડામાં વિચિક્ષણ સ્ત્રીને ગબડાવી પાડી અને હવેથી રાજાના તરફથી અત્યંત માન મળવાની આકાંક્ષા રાખનારી દગલબાજ માનાં ડોશીની ખુશીનો કાંઈ પાર રહ્યો નહિ. પ્રથમના રૂપવંતીના નહિ આવવાનાં વચનો નિષ્ફળ થવાથી હવે પોતે સાનંદાશ્ચર્ય પામી વાતો કરવા લાગી. કારણ કે જો વધારે વખત પોતાની ખુશાલીના "ઉભરા બહાર આવવા દે. તો રૂપવંતી સમજી જાય એવી તેને દેહેસત હતી. બિચારી પતિવ્રતા રૂપવંતીને માનાંડો-શીના પ્રપંચને માટે સ્વપ્નામાં પણ વિચાર આવતો નહોતો કેમકે તેના ગાડીવાનના વચનથી લગારે ભ્રાંન્તિ રહી ન-હોતી. રસ્તામાં માનાં ડોશીએ રૂપવંતીને ઘણી વાતોથી રંજન કરી. શહેરમાં ગાડી ચાલી ત્યાં સુધી સીધરામના પડદા બંધ રાખેલા હતા અને ગામ બહાર નિકળતાંજ તે પડદા ઊંચા ચઢાવી લીલોતરી વગેરે દેખાવની બંન્નેજણ પ્રસંશા કરતાં હતાં થોડી વારે અડધા માઈલને છેટે પે-હેલાં બહુજ ભભકાદાર રાજમહેલ દેખાયો, તેથી રૂપવંતી એ માનાં ડોશીને પૂછ્યું કે આ દેખાય છે તે કેનું મકાન છે? માનાંડોશી બોલી. એ મેહેલ અહિના રાજાનો છે. અને આપણે જે જોવાની આપેક્ષાથી જઈએ છીએ તેજ

મહેલ પોતાની ઊંચી ડોક રાખી આપણી રાહ જુએછે. જુઓ તેની આસપાસ કેટલા ઘોડેસ્વારો, અને બંગલો જોવા આવનાર મનુષ્યોની કેટલી ગરદી છે? આ મકાન ઘણુંજ સરસ છે તેથી ઘણાં મનુષ્યો જોવા આવેછે. રૂપવંતી બોલી, ઘણા માણસો મારી નજરે પડેછે, પણ તેમાં કોઈ સ્ત્રી જોવામાં આવતી નથી. સઘળા પુરૂષોજ નજરે પડેછે, આવાં વચન સાંભળી માનાં ડોશીએ વિચાર્યું કે, તેની શંકા હમણાં તોડી પાડુંછું એવું ધારી બોલી, પુરૂષો નજરે આવે તેમાં નવાઈ નથી. કારણકે, અહિંનો રાજા ઘણોજ બ્યભીચારી છે. તેમજ "રાજા એવી પ્રજા". યથા રાજા તથા પ્રજા. હોય તેમાં શી નવાઇ ? માટે જે ઠેકાણે મેલાવડો થાય ત્યાં સ્ત્રીઓ અને પુરૂષોને જવાના રસ્તા જૂદા હોય છે, તેથી આપણે પ્રથમ પુરૂષોને જવાના દરવાજા પાસે થઇને સ્ત્રીઓને જવાના રસ્તા તરફ જવાશે. માટે હવે પડદા બંધ કરો.

થોડી વારમાંજ રૂપવંતી અને માનાંડોશી પોતાના ધારેલા મકાનમાં આવી પૂગ્યાં હતાં. કેટલાક સુશોભિત હૉલ અને તરેહ-વાર ચિત્રવિચિત્ર જાનવરોના અનેક દેખાવ જોઈ રૂપવંતી ખુશી થતી હતી. તોપણ જોઈએ તેવી ખુશાલી તેના મુખ ઉપર જોવામાં આવતી નહોતી. તેના મનમાં માનાં ડોશી વિષે તર્ક વિતર્ક બહુ થતા હતા કારણકે આ બંગલામાં અથવા બંગલાની આસપાસકોઈ

સ્ત્રી તેની નજરે આવતી નહોતી. દુરથી જે પુરૂષો તેની નજરે પડ્યા હતા તે રાજાના ચોકીદાર હતા. આથી તેને શંકા થવાનું મજબૂત કારણ હતું.

રૂપવંતી અને માનાં ડોશી એક પછી એક ઓરડો જો-તાં હતાં, પણ રૂપવંતી પોતાના ઘર તરફ જવા વધારે આગ્રહ કરતી હતી. માનાં ડોશીએ તેને માત્ર એક ઓ-રડો જોઇને જવા વચન આપ્યું. આ છેલ્લા ઓરડા માં તેણે એક સ્વરૂપવાન અને મોટા દબદબાથી બેઠેલા પુરૂષને જોયો, પુરૂષની નજર રૂપવંતી ઉપર પડી એટલે બોલ્યો.

### મનહર છંદ.

શીરતણી સાડી જાણે, ચાંદની ખીલેલી દેખું;
મુખ જાણે દેખું તેતો, પુનમનો ચંદ્ર છે.
શીરતણો ચોટલો તે, જાણે વાસુકી વસેલ;
કોટ દેખું જાણે કોઈ, મોરલો મગન છે.
નેત્રનો આકાર તેતો, તાણેલ ધનુષ્ય હોય;
ગાલ તેતો ગુલાબના, ગોટાનો સુગંધ છે.
નાસિકા દેખું તો જાણે, દીપક પ્રકાશ જોત,
આંખો દેખું જાણે સોમ, રવિ સુખ કંદ છે.
કપાળ દેખુંતો જાણે, ગગન મંડળ હોય;
ચાંદલો દેખુંતો જાણે, ચંદ્રનો પ્રકાશ છે.
ગળાતણો હાર તેતો, પૃથ્વિ ગોળાકાર હોય;

હોઠ દેખું ત્યારે જાણે, પુષ્પ આ પળાશછે.
કુચ તેતો મેરૂતણા, ટેકરા ઉભેલ ખરા;
કાયા તેતો કાંચનનો, અતિ અજવાસછે.
હાથ જાણે હાથણીની, સુંઢની સમાન દેખું;
જાંઘ તેતો જાણે કુંદક, કેળની ક્યાસછે. ૨

જે વખત રૂપવંતીએ વ્યભિચારી રાજાને જોયો તે વખતે તેના પેટમાં મોટો ધ્રાસકો પડ્યો, પણ આ વખતે સ્ત્રી ચરિત્ર કર્યાવિના ફાવે તેમ નહોતું; તેથી ઠાવકું મોં રાખી રાજાનાં અત્યંત વખાણ કરવા લાગી. રાજાને રૂપવંતીનો ભરોસો નહોતો પણ આ વખત રૂપવંતી પોતાના પ્રપંચમાં ફાવશે નહિ એવી તેને ખાત્રી હતી. માનાં ડોશીને પુષ્કળ નાણું આપી વિદાય કરી અને રૂપવંતીને પોતાના કબજામાં રાખી. રૂપવંતી બોલી, આજે આપણી ખુશાલીનો દિવસછે એમ માની અફિણ મંગાવીને કસુંબો કઢાવો. મદિરાના પુષ્કળ સીસા મંગાવો અને મિઠાઈ પણ પુષ્કળ મંગાવો, આપનાં તમામ માણસો અને આપણે પી, ઢુંગા કરીયે પછી આપ જેમ કહેશો તેમ કરવાને આપની દાસી આનાકાની કરનાર નથી. રાજાએ ધાર્યું કે આજે મારેપણ મહોત્સવ માનવા જેવુંછે તેથી સઘળો સામાન મંગાવી કસુંબો કઢાવ્યો અને એક પછી એક સૌએ પીધો. પછીથી રૂપવંતીએ મદિરાનો પ્યાલો પોતાના હાથમાં લીધો. રાજાને ઘણા સોગન આપી પુષ્કળ પાઈ પછીથી સિપાઈઓ ત-

રફ ઉતરી પડી. સઘળા સિપાઈઓ વગેરે સર્વને પુષ્કળ મદિરા પાઈ મીઠાઈ આપવી શરૂ કરાવી. કોઈ માણસે થોડી મીઠાઈ ખાધી, કોઇનો હાથ મોં પાસેજ અટકી રહ્યો અને કોઇતો હાથમાં મીઠાઈના કકડા રાખી બેભાન અવસ્થામાં આવી પડ્યા. સઘળું શુન્ય થઈ ગયું. રૂપવંતી સિવાય બીજા કોઇને પોતાના દેહનું પણ ભાન રહ્યું નહિ. આ વખત રૂપવંતી ગમેતેમ કરે તોપણ તેને કોઈ અટકાવી શકનાર નહોતું. કારણ કે રૂપવંતીએ મદિરાપાવામાં ખરેખરી ઉદારતા વાપરી હતી, હવે રાજાને જીવથી મારવો કે નહિં, તેને માટે રૂપવંતી વિચારમાં પડી. વ્યભિચારી રાજા જો જીવતો હશે તો મને ગમે તે પ્રકારે પોતાના કબજામાં લેવા પ્રયત્ન કરશે અને કદાપિ હું નહિં તો બીજી હજારો સ્ત્રીઓના પતિવ્રત લૂટવા તે તત્પર રહેશે. માટે એવા પાપિષ્ટ રાજાને મારી નાંખવાથી પરમેશ્વર પણ અત્યંત ખુશી થશે. પણ કહ્યું છે કે—

श्लोक.

गुणवदगुणवद्वा, कुर्वताकार्यमादौ
परिणतिरवधार्या, यत्नतःपंडितेन ।
अतिरभसकृतानां, कर्मणामाविपत्ते
र्भवतिहृदयदाही, शल्यतुल्योविपाकः

અર્થ—ગુણવાળું કે ગુણ વિનાનું કામ કરવું તે પેહેલાં પંડિતે પ્રયત્નથી તેના પરિણામનો નિશ્ચય કરવો. કારણકે વિચાર્યા વિના જે કાર્ય કર્યાં હોય તેનાં ફળ મરણ સુધી શલ્યના સરખાં હૃદયને દાહ કરનારાં થાયછે. એમ ધારી વિચાર્યું કે રાજાને ન મારવો તે વધારે સારૂંછે. સબબકે "હજારોના પાલનહાર"ને મારવો તેના કરતાં જીવાડવો તે સ્તુતિ પાત્ર ગણાશે. એવું સમજી રાજાને જીવતો રેહેવા દીધો અને રાજાનો સઘળો પોશાક પડેલો હતો તે અને ઘરેણાં પોતે પેહેરી નિચે ઉતરી અને રાજાને ચડવાનો ઘોડો હતો તેના ઉપર પોતે ચડી બીજી દિશા તરફ ચાલી નિકળી, કેમકે તેજ શેહેરમાં પાછી તે જાય તો વળી રાજા કોઈ માણસ મારફતે શોધાવી મંગાવે તો વારંવાર છૂટવાની આશા નિષ્ફળ જાય. માટે ત્યાંથી કોઈ બીજા શેહેરમાંજવું તેને દુરસ્ત લાગ્યું. ચતૂરસિંહનો વિયોગ તેને ઘણો દુખદ લાગતો હતો, પણ જો પોતે જીવતી હશે તો ચતૂરસિંહનો મેળાપ થશેજ એવી તેને ખાત્રી હતી.

પેલો ચતૂરસિંહ કોર્ટમાંથી ઘેર આવ્યો, તે વખતે ગાડીવાનને ખબર પૂછતાં રૂપવંતી રાજ મેહેલ જોવા ગઇછે એવું જાણવામાં આવ્યું તેથી તે પાછો ક્રોધમાં ગરકાવ થઇ ગયો. કેમકે તે જાણતો હતો કે, વ્યભિચારી રાજાના હાથમાંથી રૂપવંતી છટકીને આવી હતી. બે વખત પોતાની ધારણામાં રાજા નિષ્ફળ ગયો હતો તેથી આ ત્રીજી વખત

પ્રયોગની અજમાશ કરવાની જરૂર પડી હશે એમ તેના જાણવામાં આવ્યું. પોતાનું જૂઠું નામ દઇ માનાં ડોશીએ રૂપવંતીને છેતરી એ તેને ઘણું લાગ્યું. પણ પ્રથમ માનાં ડોશી પાસે નહિ જતાં રાજ મેહેલ તરફ જવું તેને દુરસ્ત લાગ્યું. કારણ કે રૂપવંતી રાજાના કબજામાં સપડાઇ હશે એવી તેને ચિન્તા હતી. ક્રોધના આવેશમાં એકદમ રાજાના બંગલા તરફ ચાલ્યો અને રાજાની સાથે યુદ્ધ મચાવી મરવા સુધીના વિચારોએ તેના ઉપર હુમલો કર્યો હતો. મારવું કે મરવુ એજ તેનો આ વખતનો સિદ્ધાંત હતો. જે વખત ચતૂરસિંહ પેલા રાજાના બંગલા નજીક આવી પહોંચ્યો તે વખત તેની દ્રષ્ટીએ કેટલાક સિપાઇઓ સુતેલા દીઠા. કેટલાકની તલવારો કમરથી છુટેલી પડી હતી. કેટલાકની તલવારો ભીંત સાથે ઉભી રાખેલી હતી. અને કેટલાકની ઢાલો ખીંટી સાથે વળગાડેલી હતી. સઘળા સિપાઇઓ બેભાન અવસ્થામાં આવી પડ્યા હતા. આ વખતે જો સિપાઇઓ જાગૃત અવસ્થામાં હોતતો ચતૂરસિંહને બંગલા ઉપર જવું મુસીબત ભરેલું થાત; પણ આ વખત તેને અટકાવનાર કોઈ નહિ હોવાથી તે એકદમ બંગલા ઉપર ચડી ગયો. ચોતરફ તપાસ કરતાં રાજા એક પલંગ ઉપર બેભાન અવસ્થામાં પડેલો તેની દ્રષ્ટીએ પડ્યો. તેની નજીક જઇ જોયુંતો કેટલાક મદિરાના સિસા અને મીઠાઇ. વગેરે પડેલાં દીઠાં. રૂપવંતીતો કોઈ જગ્યોએ જોવામાં આવી

નહિ તેથી તેણે વિચાર્યું કે રૂપવંતી આ વખત પણ રાજાને છેતરીને ચાલી ગઇ હશે. આ વખત ચતૂરસિંહ રાજાને કતલ કરે તો તેને કોઈ અટકાવનાર નહોતું, પણ તેણે વિચાર્યું કે આ રાજાને મારવાથી અઘટિત કર્યું કહેવાશે નહિ, પરંતુ તેને મારવા કરતાં જીવતો રાખવો એ વધારે સારૂં છે. નાક કાપવું સેહેલું છે પણ સાજું કરવું મુશ્કેલ છે. તે પ્રમાણે રાજાને મારવો તે કરતાં જીવાડવો તે વધારે સારૂંછે. એમ વિચારી તેને માર્યો નહિ. ક્રોધના આવેશમાં તેના કાન અને નાક કાપી લીધાં. પાછો એકદમ શેહેરમાં આવી પોતાનો સામાન ગાડીમાં ભરી આ શેહેર છોડી નિકળ્યો. રૂપવંતી ક્યાં ગઈ તે તેના જાણવામાં નહોતુંતેથી જૂદાં જૂદાં શેહેરોમાં મુકામ કરતો આગળ ચાલવાલાગ્યો. રૂપવંતીના પ્રીતી પાશથી બંધાએલો ચતૂરસિંહ તેના વિયોગથી અતિ ખેદ પામવા લાગ્યો. કહ્યુંછે કે,

## श्लोक.

प्रीणातियःसुचरितैःपितरंसपुत्रो
यद्भर्तुरेवहितमिच्छतितत्कलत्रं ।
तन्मित्रमापदिसुखेचसमक्रियंयत्
एतत्त्रयंजगतिपूण्यकृतोलभंते ॥

અર્થ—જે સારા આચરણથી પોતાના પિતાને પ્રસન્ન કરે છે તે પુત્ર, જે ધણીનું હિત ઇચ્છેછે તે સ્ત્રિ અને જે આપત્તિ અને સુખમાં સરખો રહે તે મિત્ર, ત્યારે રૂપવંતી સાથે પ્રીતી રાખવી એમાં કંઈ નવાઈ નથી. રૂપવંતીને શોધવા સારૂ ગામેગામમાં મુકામ રાખવો પડતો હતો.

લંપટ રાજાને જે વખતે ભાન આવ્યું તે વખતે જાગી જુએછે તો પોતાના પલંગમાં રૂધીર પડેલું જોયું. સામે પડેલા મોટા કાચમાં જોયું તો કાન અને નાક વિનાનું કુરૂપ મુખ જોઈ તેને અતિશય ખેદ થયો. આ કામ રૂપવંતીનું હશે એવી તેને ભ્રાન્તિ થઈ. પણ તેનું વેર વાળવાનું શી રીતે બની શકે? હવે કોઇને મોં બતાવવું એ પણ તેને અતિ દુખદ થઈ પડ્યું. "ચોરની મા કોઠીમાં મોઢું ઘાલીને રડે" એ પ્રમાણે વ્યભિચારી રાજાને વ્યભિચારનાં માઠાં ફળને માટે અતિશય પસ્તાવો થવા લાગ્યો. પોતાની મૂર્ખાઈ ઉપર આ વખત તેને ઘણુંજ લાગ્યું પણ શું કરે? "જ્યારે માથામાં લાગે ત્યારે સમજવાથી શું લાભ?" પોતાના કૂડાં કૃત્યનાં કૂડાં ફળના ભોક્તા થયા પછી પસ્તાવો કરવો તેનાંથી શું લાભ? પોતાના ખાનગી માણસને હકિકત જણાવી પોતે આજારી છે માટે કોઇના મુલાકાત લેશે નહિ એવી ગામમાં ખબર કહેવરાવી.

ચતૂરસિંહ ઠાકોર એકલો માત્ર પોતાના ગાડીવાન સાથે રૂપવંતીની શોધમાં નિકળી પડ્યો. ઠેકાણે ઠેકાણે અને ગામે

ગામ રૂપવંતીની શોધ કરે પણ કોઇ જગ્યોએ પત્તો લાગે નહિ. આ પ્રમાણે થવાથી ચતુરસિંહ ઘણોજ અકળાયો, અને તેના અંતઃકરણમાં તરેહવાર તર્કવિતર્કો થવા લાગ્યા; તોપણ આગળ ચાલ્યા વિના સિદ્ધિ નથી એ તેને બરાબર સાંભરતું હતું. આગળ ચાલતાં એક સારૂં શેહેર વસ્તિથી ભરપૂર તેના જોવામાં આવ્યું. ત્યાં તેણે મુકામ કરવાનો વિચાર કર્યો. તપાસ કરતાં જણાયું કે આ શેહેર કોઈ દેશી રાજાનું છે, તેથી ચતુરસિંહે થોડા દિવસ ત્યાં રેહેવાનો નિશ્ચય કર્યો. લાયક માણસ કોઈ જગ્યોએ ગુપ્તરીતે રહી શકતો નથી. કેમકે તે પોતાના ગુણથીજ પ્રસિદ્ધ થાય છે કહ્યું છે કે,—

## श्लोक.

अष्टोगुणाःपुरुषंदीपयंति,
प्रज्ञाचकौल्यंचदमःश्रुतंच ।
पराक्रमश्चाबहुभाषिताच,
दानंयथाशक्तिकृतज्ञताच ॥

અર્થ—સારી બુદ્ધિ, ઉત્કૃષ્ટ કૂળ, ઇન્દ્રિયોનો નિગ્રહ, શાસ્ત્રાદિકનું શ્રવણ, પરાક્રમ, થોડું બોલવું, યથાશક્તિ દાન અને કરેલા ઉપકાર જાણવાપણું એ આઠ પ્રકારના ગુણો માણસને શોભાવેછે.

ગુણવાન માણસ પોતાના ગુણથી ગમે તે ઠેકાણે માન મેળવી શકેછે. તે જેમ વાદળાંના ઢાંકયાંથી સૂર્ય ગુપ્ત રહેતો નથી તેમ ગુણવાન માણસ દુર્જનના છુપાવવાથી ગુપ્ત રહેતો નથી. મોટી રાજ્યસભાઓમાં પણ પોતાનો પ્રભા પુર્ણરીતે પ્રકાશિત કરેછે.

ચતૂરસિંહ ઠાકોર દરબારની ડેલી પાસેથી ભર બજાર વચ્ચે થઈ શેહેરના બીજા છેડા ઉપર જવા નિકળ્યો. અ જાણ્યો તેથી ગમે તે ઠેકાણે જઈ રહેવાનો વિચાર હતો. દરબારની ડેલી નજીક જે વખત ચતૂરસિંહનું શિઘરામ આવ્યું તે વખતે દેવડીના સિપાઇએ શિઘરામ ડેલામાં હંકાવ્યું. ચતૂરસિંહે એમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે સિપાઈએ કહ્યું, મેહેરબાન સાહેબ, આ શેહેરમાં હરકોઈ નવો માણસ આવે તે અમારા શેહેરના જાણીતા માણસની ઓળખાણ આપ્યા સિવાય શેહેરના કોઇપણ ભાગમાં રહી શકે નહિ. આપને પણ કોઈ આ ગામના રેહેનારની ઓળખાણ આપવી પડશે. જો કોઈની સાથે ઓળખાણ નહિ હોય તો આ નગર છોડી બીજે ગામ જવાની તમારે જરૂર પડશે. અને તેમ નહિ તો આપને ધારેલ ઠેકાણે ખુશીથી પધારજો. નવા માણસને પોતે જાતે જોઈ શેહેરમાં જવાની રજા આપેછે તેની ઓળખાણ અમે માગતા નથી. ચતૂરસિંહ ઠાકોરે રાજાની પાસે જવાની ખુશી બતાવી, કારણ કે આ શેહેરમાં તેને કોઇની સાથે ઓ-

ળખાણ નહોતી. વળી જૂદા જૂદા રાજાઓને જૂદા જૂદા રીવાજ પસંદ હોયછે. તેમ આ રાજાને હશે. ઘણી ખુશીથી શિઘરામમાંથી ઉતરી રાજાના બંગલા ઉપર ચડવા માંડયું. સિપાઇએ રીતસર રાજાને ખબર પહોચાડી અને પછીથી ચતૂરસિંહ રાજાની સમક્ષ જઈ રીતસર સલામ કરી બેઠો સઘળું કચેરી મંડળ આ તેજસ્વી રાજકુમાર કોણ હશે એવું જાણવાની ઉત્કંઠામાં ગરકાવ થઈ ગયું હજુ તો આ રાજકુમારની કશી હકિકત રાજાએ અથવા બીજા કોઈ માણસે જાણી નથી એટલામાં એક તેજસ્વી અપ્સરા સરખી સ્વરૂપવાન બાલિકા રાજાની સમક્ષ આવી ઉભી રહી, ચતૂરસિંહમાં આરોપણ થયેલુંછે મન જેમનું, એવા કચેરી મંડળનું મન, આ દેવાંગના સરખી બાલિકામાં આકર્ષાયું. તેના પુર્ણિમાના ચંદ્ર સરખા સુશોભિત મુખાર્વિંદમાંથી અમૃતસરખાં મિષ્ટ વચનો ક્યારે બહાર પડશે તેની આતુરતા રાખનાર કચેરી મંડળમાં સર્વ સ્થળે અધિરાઈ વધતી ચાલી. કારણ કે સ્ત્રી જાતિ જાતેજ મનમોહકછે—તેની ભૃકુટી જાણે કામદેવના બાણ જેવીછે અને વળી પુરૂષોને વિંહળ કરવા અથવા તેમની આતુરતા વધારવાના દ્રઢ નિયમો સ્ત્રીઓને સર્વજ્ઞ પરમેશ્વર તરફથી બક્ષિસ મળેલાછે. એવી ચંચળવૃત્તિ કરાવનાર સ્ત્રી જાતિમાં પણ આ યુવાન-નવયોવના પદ્મમણી સરખી સુરેખા જોઇને કચેરીના જનોની આતુરતા વધે તેમાં નવાઈ જેવું નહોતું.

થોડીવાર પછી તે બાઇએ બોલવું શરૂ કીધું. શ્રીમંત મા- હારાજા ધિરાજ, હું જૂદા જૂદા રાજ્યોમાં ફરી તેમની સ ભાઓને જીતી દરેક રાજા પાસેથી એકેક સોનાનું પુતળું મારી જીતની નિશાની દાખલ લઉંછું. એવાં અગિઆર પુતળાં હું મારી સાથે લાવીછું અને બારમું પુતળું આપની પાસે થી મેળવવાની આશાથી આવીછું. મારા સવાલના યથા સ્થિત ઉત્તર આપવા આપની સભામાંથી ગમે તે પુરૂષ ની નિમનોક કરો. તે મારા સવાલના ઉત્તર ન આપી શકે તો મને સોનાનું પુતળું આપો. અને જો તે મને જીતે તો મારી પાસેના અગિઆર પુતળાં આપને સોંપી, મારે રસ્તે ચાલી જઉં. મારા સવાલના ઉત્તરો વિદ્વાન વર્ગના સભા સદથી આપી શકાય તેવા નથી પણ તર્કબાજ માણસથી આપી શકાય તેવાછે; માટે સત્વર શોધી કાઢો એવા આ- પની સભાના કોઇ સભાસદને, કે તે મારા યોગ્ય ઉત્તર આપે. અને તેમ થવું મુશ્કેલ હોય તો મને સોનાનું પુતળું આપો કે તે લઈ મારે રસ્તે ચાલી જાઉં. મારે સવાલ પૂ છવાની જરૂર નથી. મારે તો પુતળાંની જરૂરછે. આ પ્રમા- ણે સાંભળી કચેરી મંડળ મોટા વિચારમાં પડ્યું. કારણ કે વિદ્વાન વર્ગથી ઉત્તર આપી શકાય નહિ ત્યારે કોનાથી આ પી શકાય? એ બાબત મોટી ભાંજગડ થવા લાગી. સવા- લના જવાબ આપવાને માટે એક પુરૂષ નક્કી કરવા રા- જાએ પોતાની કચેરીમાં બીડું ફેરવ્યું. કચેરીમાં બેઠેલામાં

થી કોઈ માણસની હિંમત ચાલે નહિ કેમકે તે સવાલ કેવાછે, તે કોઇના જાણ્યામાં નહોતું. જ્યારે કચેરી મંડળ માંથી કોઇએ તે સવાલના ઉત્તર આપવા હિંમત ધરી નહિ ત્યારે રાજા નિરાશ થયો અને પુતળું આપવું કે નહિ તેના વિચારમાં પડ્યો. છેવટ પોતાની કચેરીમાંથી બહારના ભાગમાં એટલે જ્યાં ચતૂરસિંહ વગેરે પરદેશી માણસો બેઠેલા હતા ત્યાં બીડું ફેરવવા નિશ્ચય કર્યો. જે વખત બીડું ફરતું ફરતું ચતૂરસિંહ પાસે આવ્યુ તે વખતે તેણે ઘણા આનંદથી સ્વિકાર્યું. તેથી આખું કચેરી મંડળ ઉભું થયું અને હર્ષની તાળીઓ પાડી ચતૂરસિંહને એક મોટા આસન ઉપર રાજ્યાસન પાસે બેસાડ્યો. સઘળું કચેરી મંડળ પાછું ચતૂરસિંહને ટીકી ટીકીને જોવા લાગ્યું, કારણ કે આવા અગત્યના કામમાં તે અચ્છો મદદગાર થઈ પડ્યો. સર્વની મમતા આ ઠાકોર ઉપર વધી, અને પેલી સ્ત્રીને સવાલ પૂછવા રાજા તરફથી આમંત્રણ થયું. સ્ત્રીએ પોતાનું કામ ઘણી ખુશીથી શરૂ કર્યું.

**સવાલ**—હું એક વખત એક ગામથી બીજે ગામ જવા નીકળી હતી. એવામાં એક પુરૂષ પોતાના પોઠીઆ ઉપર કાંઈ માલ લાદી ચાલ્યો આવતો હતો. થોડે આવતા રસ્તામાં એક નદી આવી તેથી પેલો પુરૂષ પોતાના પોઠીયા ઉપર ચડી બેઠો અને નદીને પેલે પાર જવા તૈયાર થયો. હું પણ તે નદીને કિનારેજ આવી હતી. પેલો પોઠીઓ

નદીમાં ચલાવ્યો તે થોડે દૂર ગયો એટલામાં એક ખાડો આવ્યો તેમાં પેલો પોડાઓ એટલો ડૂબી ગયો કે ઉપર બેસનાર માણસનું એકલું ડોકું માત્ર દેખાતું હતું. એવામાં અકસ્માત અગ્નિ થયો તેથી તે પોઠીઓ તથા ઉપર બેસનાર માણસ બન્ને નદી વચ્ચે બળી મૂઆ.

આ પ્રમાણે સાંભળી સઘળું કચેરી મંડળ હસી પડ્યું. અને કહેવા લાગ્યું કે એ વાત અસંભવિત છે. પાણીમાં કદી આગ થાય નહિ. માટે તે આદમી તથા પોઠીઓ બળી મરવાં ન જોઇએ. કદાપિ ખાડામાં ડૂબી મરવાનું કહો તો અમે કબૂલ કરીએ પણ પાણીમાં બળવાની વાત કરોછો તે તદન ખોટી લાગેછે.

સઘળા કચેરી મંડળનો અભિપ્રાય આ સ્ત્રીના સવાલની વિરૂદ્ધ પડ્યો અને તે વાત તદન ખોટી છે એવી વાતો સઘળા કચેરી મંડળમાં ફેલાઈ રહી. એટલા સઘળા માણસો જેને જેમ ફાવે તેમ બોલવા લાગ્યા. કોઈ કહે. આવા જૂઠા સવાલો પૂછી સોનાનાં પુતળાં બીજા રાજાઓ પાસેથી મેળવ્યાં હશે પણ આ રાજા દિવાનો નથી કે તે આવી ખોટી વિદ્ધતામાં હાર્યો ગણાઈ પુતળું આપે. કોઈ કહે, અરે ભાઈ, આ સવાલમાં કોણ જાણે શુંએ ગુઢાર્થ રહ્યો હશે! કદાપિ સઘળું જૂઠું હોય તો પુતળાં આપનાર સઘળા રાજા મૂર્ખ હશે? કોઇ કહે, ભાઇઓ! તમે શું જાણો? કેટલાકે તો તેના સવાલ કેવાછે તે પણ નહિં જાણ્યું હોય

અને તેનો ઉત્તર નહિં આપી શકે એમ ધારી પુતળાં આ-ખ્યાં હશે તો આપણને ક્યાં ખબર છે ? એ પ્રમાણે સર્વ માણસો જેને જેમ ઠીક લાગે તેમ વાતો કરવા લાગ્યા. આખી કચેરીમાં ગડબડાટ થઈ રહ્યો. એવામાં ચતૂર-સિંહ બોલ્યો ભાઇઓ સાંભળો. ચતૂરસિંહના મુખમાંથી માત્ર આટલું વચન નિકળતાંજ સર્વ શાન્ત થઈ બેઠા. ગ-ડબડાટ સઘળો બંધ થયો અને ચતૂરસિંહ શું બોલેછે, તે જાણવાની ઉત્કંઠાથી સઘળા તેના મોં સામું જોઇને બેઠા. ચતૂરસિંહ બોલ્યો આ સ્ત્રીએ પૂછેલો સવાલ સર્વ કચેરી મંડળને જૂઠો લાગેછે અને તેને માટે સર્વના જૂદા જૂદા મતછે પણ તે પ્રમાણે મારો મત નથી. મારા મત પ્રમાણે તેનો પૂછેલો સવાલ ખરો છે અને તેનો યોગ્ય ઉત્તર આ-પવાને માટે હું તૈયારછું. એ ઉત્તર એજ કે,—પેલા પોઠી-આના માલિકે તે પોઠીઆ ઉપર જે માલ લાદેલો હતો, તે કળીચૂનો હતો. જ્યારે કળીચૂનો પાણી સાથે મળે છે ત્યારે તે ફાટે છે અને એટલો અગ્નિ પદિપ્ત થાય છે કે તેના ઝપાટામાં આવેલા પ્રાણીનો જીવ લે છે. તેજ પ્રમાણે થવાથી ઉપર લખેલા પોઠીઓ તથા આદમી બળી મૂઆ. આ પ્રમાણે ઉત્તર આપ્યાથી પેલી બાઇએ કબૂલ કર્યું. તેથી સઘળા કચેરી મંડળે હર્ષની તાળીઓ પાડી અને પોતાનો જય થયો જાણી આનંદનો પોકાર થયો. વાંચનાર, આ ઉપરથી એમ સમજીશ નહિં કે, પેલી સ્ત્રી હારી અને

ચતુરસિંહની જીત થઈ એટલે આ છેલ્લો—સમાપ્તિનો સવાલ હતો. પણ હજુ આ પ્રથમ સવાલ હતો. બીજા સવાલો હજુ બાકીજ રહેલા હતા. આ પેહેલી વખતની જીત થઈ પણ હજુ પાછળના સવાલમાં ચતુરસિંહ હારે તો આ જીતનો સવાલ પણ હાર્યાની પંક્તિમાં ગણાઈ જાય તેમ હતું તેથી પેલી સ્રી તથા ચતુરસિંહના મનમાં હર્ષ કે શોક કશું હતું નહિં. પોતાની હાર જીતનો આધાર હજુ પછવાડે છે એમ તે બંને જણ સારીપેઠે જાણતાં હતાં. ચતુરસિંહે બીજો સવાલ પૂછવા પેલી સ્રીને ભલામણ કરી તેથી તેણે બીજો સવાલ પૂછવા ઘણી ખુશીથી તૈયારી કરી.

**સવાલઃ**—હું એક વખત એક ગામથી બીજે ગામ જવા નિકળી હતી. એવામાં રસ્તે ચાલતાં એક વાડી આવી તેમાં કોશ વહેતો હતો ત્યાંથી પાણી પી આગળ ચાલવા માંડયું. થોડે દૂર આવી એટલામાં એક સુશોભિત પીપળો મારી દ્રષ્ટીએ પડ્યો. મેં નિહાળીને જોયું તો તે પીપળો આશરે ચાલીસ ફૂટ ઊંચો હતો પણ અજાયબી ભરેલી એ વાત હતી કે,—એક બકરી તે પીપળા પાસે ઉભી ઉભી ટોચનાં પાંદડાં ખાતી હતી. આ બકરીએ પોતાના પાછલા પગ ભોંય ઉપર રાખ્યા હતા તેને આગલા પગ પીપળાની ટોચની ડાળીઓમાં ભરાવી કુમળાં પાંદડાં ખાતી હતી.

જે વખતે આ સ્રીનો સવાલ કચેરીમાં બિરાજેલા માણસોએ સાંભળ્યો તે વખતે તેમાં માણસોને અજાયબી

ઉત્પન્ન થઇ પણ આ વખત કોઇએ પોતાના મત આપ-વા હોંશ નહિ રાખતાં ચતૂરસિંહ ઠાકોરના ઉત્તર સાંભળવા-ની આતુરતા રાખી હતી. ચતૂરસિંહ શું બોલેછે, તે જા-ણવાને તેઓ વધારે ખુશી હતા. ચતૂરસિંહ પોતાના તર-ફનો જવાબ આપવા તત્પર થયો. "ચાલીસ ફૂટ ઉંચા પીપળાનાં પાંદડાં બકરી બે પગ ભોંય અને બે પગ પીપ-ળાનાં માથા ઉપર રાખી ખાતી હતી. તે પીંપળો એક અ-વવારૂ કૂવાની અંદર ઉગેલો હતો અને તે ઠેક કૂવાના કાંઠા સુધી આવેલો હતો. તેની ટોચનો ભાગ કૂવાના કાંઠા ઉપર ઝુલતો પડતો એક હાથને આશરે ઉંચો હતો. તેનાં કુમળાં પાંદડાં પેલી બકરી કૂવાના કાંઠા ઉપર ઉભી રહી ખાતી હતી. પોતાના પાછલા પગ કૂવાના કાંઠા ઉપર અને આગલા પગ પીપળાના માથા ઉપર રાખ્યા હતા. એ પ્ર-માણે હોવાથી બકરીને કશી અડચણ આવતી નહોતી." આવો ઉત્તર સાંભળી કચેરી મંડળમાં ખુશીની તાળીઓ પડી અને પેલી સ્ત્રીએ પોતાના તરફનોસવાલ પૂછવો શરૂ કર્યો.

**સવાલ**—એક પુરૂષ ઉંટ ઉપર સ્વાર થઇ ચાલ્યો આવતો હતો તેને શેહેરમાંથી એક કૂતરાએ કરડ્યો.

ચતૂરસિંહ બોલ્યો, એ વાત ખરીછે. પેલો પુરૂષ પો-તાનો ઉંટ શેહેરના ગઢની પાસે ચલાવતો હતો તેથી ગઢ ઉ-પર બેઠેલા કૂતરાએ તેને બચકું ભર્યું હતું.

**સવાલ**—એક ડોશી દાતરડાવતી ઘાસ કાપતી હતી

તેનું દાતરડું હાથમાંથી પડી જવાથી ડોશીનું નાક કપાઈ ગયું. આ વાત સાંભળી કચેરી મંડળ હસવા લાગ્યું કે ભોંય ઉપરથી ઘાસ કાપતાં દાતરડું પડતાં ડોશીનું નાક કપાઈ જવાનો સંભવ નથી. એ વાત અસંભવિત લાગેછે. ચતુરસિંહ બોલ્યો. એ વાત ખરીછે. "ડોશી એક નેહેરામાંથી ઘાસ કાપતી હતી. તે નેહેરૂં ઘણું ઉંડું હતું અને તેની ઉંચી ભેખડપરથી ઘાસ કાપતાં હાથમાંનું દાતરડું સરી ગયું તે નાક ઉપર આવી પડવાથી નાક કપાઈ ગયું" આ વાત સાંભળી સઘળું કચેરી મંડળ ખુશી થયું અને હર્ષની તાળીઓ પાડી. પેલી બાઈ બોલી, હું એક વખત મુસાફરી કરતી ચાલી આવતી હતી. તેવામાં એક નદી મારી નજરે પડી. ચોમાસાની રૂતુ હોવાથી નદીમાં પૂર આવેલું હતું. હું નદીને કાંઠે આવી ઉભી રહી તેવામાં એક મોટી છીપર નદીમાં તરતી આવતી મેં જોઇ. આ છીપર આશરે દસમણ તોલમાં હશે. આ જબરી છીપર નદીમાં તણાતી અને તરતી મારી નજરે જોઇ હતી.

આ સવાલ સાંભળી કચેરીમાં બેઠેલા તમામ માણસો હસવા લાગ્યા કે, દસ મણની મોટી છીપર પાણી ઉપર તરતી જોઇ એતો અતિશય અજાયબીની વાતછે. અમેતો કદી પાથેરનો પથરો પણ તરતાં દીઠો નથી, તો દસમણની છીપર તરતાં ક્યાંથીજ દીઠી હોય. આપણા પુરાણોમાં લખ્યુંછે કે, જ્યારે રામચંદ્રજીએ રાવણને મારવા સારૂ લંકા

ઉપર ચડાઈ કરી તે દિવસે આપણા મહાવીર રામચંદ્ર-જીએ મોટા ડુંગરાઓને તાર્યા હતા. આ બાઇએ પણ દસ મણની છીપર રામાવતારમાં તરતાં દીઠી હશે અથવા તો તેણે પુરાણમાંથી વાત સાંભળી હશે. કોઈ કહે, અરે ભાઈ આપણને તો સઘળી વાતો ખોટી લાગેછે પણ ચતુરસિંહ તેને સાચી કરી આપેછે તેજ પ્રમાણે આ વાત પણસાચી કરશે તો આપણને ક્યાં ખબરછે? કોઇ કહે, સઘળી વાતો સાચી થઈ પણ ક્યાંઇ પથ્થર તર્યા દેખ્યાછે? જરા મનમાં વિચાર કરતા હોતો જણાય. "કહેનાર દિવાના આૈર સુ-નનાર બી દિવાના!" જરા વાતપર વિચાર કરો. આવી અસંભવિત વાત અમનેતો સાચી લાગતી નથી. તમે ખરી માનતા હોતો તમે જાણો. ચતુરસિંહ બોલ્યો. ભાઇઓ સાંભળો.—(સર્વ ચુપ થઇ ગયા) જે છીપર નદીમાં તરતી જતી હતી તે તોલમાં આશરે દસ મણ હતી. પાશેરનો પથરો પાણીમાં તરી શકે નહિ એ વાત સર્વના જાણવામાં છેજ. પણ આ છીપર તરવાનું કારણ એજ હતું કે, તેની નિચે તુંબડાંના વેલા ઉગેલા હતા અને તુંબડાં પણ ઉગી ગયેલાં હતાં. વેલા આખી છીપરને વિંટાઇ વળેલા હતા અ-ને તેને દ્રઢ રીતે વળગી રહેલા હતા. એ તુંબડાં છીપરની નીચે હતાં, તેના આધારથી આ મોટી છીપર તરતીહતી. આ વાત સાંભળી સઘળા કચેરી મંડળે ખુશીની તાળીઓ પાડી અને પેલી બાઇએ કહ્યું કે, હવે વધારે સવાલો પૂ-

છવાની મારે જરૂર નથી. આ પુરૂષ મને જીત્યો છે અને આ સઘળા પુતળાંનો માલિક પણ તેજ છે. આ પ્રમાણે કહી પોતાની પાસેનાં સઘળાં પુતળાં ચતૂરસિંહને સ્વાધીન કર્યાં. ચતૂરસિંહે તે પુતળાં ત્યાંના રાજાને સ્વાધિન કર્યાં. રાજાએ પોતાની અનહદ ખુશાલી બતાવી અને પોતાના જીત કરી આપનાર ચતૂરસિંહને પરોણા તરીકે થોડા દિવસ ત્યાં રેહેવા વિનતિ કરી. અતિશય આગ્રહને લીધે ચતૂરસિંહે તેમની માગણી કબૂલ રાખી તેથી એક અલાયદા મેહેલમાં તેમને ઉતારો આપ્યો. પેલી બાઈને પણ ત્યાંથી જવાની રજા આપી.

પ્રિય વાંચનાર, પેલી સવાલ પૂછનાર બાઈ કોણ હતી તે તમારા જાણવામાંતો આવ્યું હશે. એ બાઇ ચતૂરસિંહની પ્યારી પત્નિ રૂપવંતી હતી. તે પેલા વ્યભિચારી રાજા પાસેથી નાઠા પછી ચતૂરસિંહની શોધમાં ગુંથાએલી હતી. આવા ઉપાય વિના વખતે બીજી કોઈ જગ્યોએ ફસાઈ જવું પડે માટેજ તેણે સવાલ પૂછવાનો વિચાર દુરસ્ત ધાર્યો હતો, અને તેથીજ ચતૂરસિંહનો મેળાપ થયો તેથી અત્યંત આનંદ પામી. ચતૂરસિંહ પણ રૂપવંતીની શોધમાં ફરતો હતો તેથી તેણીના આ અચાનક પણ વિચિત્ર મેળાપથી કેટલો આનંદ પામ્યો હશે, તે વાંચનારેજ વિચારવું બસ છે. બંને જણનો મેળાપ થયો તેથી અન્યોઅન્ય હર્ષનો પાર રહ્યો નહિં. રૂપવંતી ચતૂરસિંહની અર્ધાંગના છે એવા ખબર

જ્યારે તે ગામના રાજાને મળ્યા ત્યારે તે પણ અતિશય આનંદ પામ્યો અને તેઓને એક અઠવાડીઆ સુધી પોતાને ત્યાં પરોણા તરીકે રાખી અતિશય પ્રેમ બતાવ્યો. ચતૂરસિંહની સાથે તેણે તે દિવસથી મિત્રતા જોડી. ચતૂરસિંહની સઘળી વિતક વાત જાણી તેને હર્ષ અને શોક બંને સાથે થયાં. કારણ કે તેને માથે અણધારી આફતો આવીપડી અને નહિં ધારેલાં વિકટ કષ્ટો સહન કર્યાં તેને માટે શોક અને ગમે તેવા સંકટના સમયમાં પણ તેણે ધીરજ નહિં છોડતાં પોતાનો શુભ પ્રયાસ જારી રાખી અંતે પોતાના ધારેલા વિચારને પાર પાડવા પેરવી કરી સુખ સાધન મેળવી લીધાં તેથી હર્ષ હતો. પ્રિય વાંચનાર, આ વખત હર્ષનો હતો. ગયો વખત યાદ કરી આ વખત નાહક દુઃખી થવાનું કંઈ કારણ નહોતું. થોડી મુદતમાં રાજા અને ચતૂરસિંહ વચ્ચે પુર્ણ પ્રેમ બંધાયો. હવે ચતૂરસિંહે પોતાના ઘર તરફ જવા તૈયારી કરવા માંડી તેથી તેનો પ્યારો મિત્ર ચંદ્રસિંહ ખુશી નહોતો. આવા અક્કલવંત ચતૂરસિંહને છોડવો તે તેને યોગ્ય લાગ્યું નહિં, પણ શું કરે? ઘણી મુદતથી ઘેરથી નિકળેલો ચતૂરસિંહ તેનાં માત પિતાને ન મળે એ ઠીક નહિં. એમ વિચારી પોતે પણ તેની સાથે જવા નિશ્ચય કર્યો. મોટું દબદબા ભરેલું દરબાર બોલાવી તે વચ્ચે ચંદ્રસિંહે ચતૂરસિંહનો ઉપકાર માન્યો અને લંબાણથી જણાવ્યું કે હોશિયાર રૂપવંતીના તર્કબાજ સવાલોનો ઘટતો ઉત્તર આપી

મારી લાજ રાખી એ બદલે હું કશું આપવા સમર્થ નથી. તોપણ તે ઉપકારના લક્ષમે હિસ્સે પણ ન ગણાય એવું, પણ મારા, માત્ર પ્રેમના આવેશથી જે વસ્ત્રાલંકારાદિ આપું છું તે ચતુરસિંહ સ્વિકારશે. (તે ચતુરસિંહે ઉપકાર માની કબૂલ કર્યું.) અને સવાલ પૂછનાર વિચિક્ષણ રાજકુમારી પોતે પોતાના દરેક સવાલમાં અમને મોટા વિચાર સાગરમાં ગોથાં ખવરાવતી હતી તે મારા ચંચળ મિત્ર ચતૂરસિંહની અર્ધાંગના જાણી હું અતિશય આનંદ પામ્યોછું. આવા પ્રેમના પ્રભાવથી વચનો વદી કચેરી બરખાસ્ત કરી યોગ્ય લશ્કર સાથે દબદબા ભરેલી સ્વારી સહિત બન્ને મિત્રો ચંદ્રાવતી નગરી તરફ જવા નિકળ્યા.

રંગમતી શેહેરની ભાગોળે ભારે ગરબડ થઈ રહી હતી. કેટલાક ઘોડેસ્વારો હથિયારબંધ સજ્જ થઈ રેહેલા હતા. કેટલાક પાળા શુરવિરો ચળકતી ખુલ્લી તલવાર હાથમાં રાખી તૈયાર થયા હતા. કેટલાક હાથીઓ પોતાના હોદ્દા સહિત લશ્કરમાં ઉભેલા પોતાની લાંબી સુંઢોવડે પૃથ્વિપર પડેલા પથરા વગેરે ફેંકતા હતા. કેટલાક બંદુકવાળા જુવાનોની ટુકડી તે લશ્કરના મધ્ય ભાગે ઉભેલી હતી. તોપોના રેકળાને મોટા અને જોરાવર બળદો જોડ્યા હતા. તેની પાસે ચારપાંચસિપાઈઓ રોફદાર વેશથી ઉભેલા હતા. કેટલાંક ગાડાં અને ઉંટ લડાઇના સરંજામ, દારૂગોળીથી ભરેલાં હતાં સઘળા માણસો શેહેર તરફ ટીકીટીકીને જોતા

હતા. આ વખતે ચતૂરસિંહ પોતાના મિત્ર ચંદ્રસિંહ સાથે લશ્કરથી એક કોશ આવી પહોંચ્યો. એવામાં લડાઇનો વાવટો ચડ્યો. શેહેરના દરવાજા અગાઉથીજ બંધ કરવામાં આવ્યા હતા. તપાસ કરતાં ગઢ ઉપર લશ્કર માલુમ પડતું નહોતું. તોપોના અવાજ થયા. રણસિંગા વાગવા લાગ્યાં. શરણાઇના સુસવાટ થયા. તોપોના હડુડાટ થવા લાગ્યા. થોડી વાર થતાં શેહેરના દરવાજા ઉઘાડ્યા અને તેમાંથી રાજા રત્નસિંહ પોતાના થોડા માણસો સાથે સલાહનો વાવટો લઈ આવ્યો અને પેલા બુઢા રાજાના પગમાં પડી બોલ્યો. "આપ મારા ઉપર લશ્કર લઈ લડવા આવ્યાછો પણ આપની માગણી મુજબ હું કરી શકનાર નથી. હું આપનો ગુનેહગાર નથી. મેં આપના દીકરાને માર્યો નથી. મને નાહક દુઃખ શા માટે દેવું જોઇએ? હું આપની સાથે લડવા સમર્થ નથી." બુઢો રાજા રીસ ચડાવી બોલ્યો. "જ્યાંસુધી તું મારો દીકરો તથા વહુ મને સોંપીશ નહિ ત્યાં સુધી હું તને જંપીને બેસવા દઇશ નહિ. જો તારે લડવાનું સામર્થ હોય તો લડવા તૈયાર થા અને તેમ નહિતો તને બંધવા તરીકે પકડી જઈ કેદ કરીશું." જ્યાં આવી વાત ચાલતી હતી તેવામાં આણી તરફ ચતૂરસિંહ તથા ચંદ્રસિંહ પોતાના લશ્કર સહિત ચાલ્યા આવતા હતા. ચતૂરસિંહ જાણતોજ હતો કે, આ શેહેર તેના સસરા-રત્નસિંહની રાજધાનીનું હતું. રૂપવંતી પોતાના

બાપના શેહેરને જાણીતી હોય તેમાં નવાઈ જેવું નથી. લશ્કરના ઘોડાઓના ચાલવાની ઝડપને લીધે અતિશય ધૂળ ઉડતી હતી. શેહેર નજીક આવ્યું એટલે ચંદ્રસિંહે પોતાના લશ્કરમાં નોબત વગાડવા વગેરેનો હુકમ કર્યો. નોબત ગડગડવા લાગી. શરણાઇના સુસવાટ થવા અને પલટન બરાબર રીતસર ચાલવા લાગી તેવામાં શેહેરની આગોળે બેઠેલા લશ્કરમાં ખળભળાટ થયો. દગોછે, દગોછે; એવા પોકાર થયો, અને સઘળા લશ્કરે તૈયારી કરી. સલાહ કરવા આવેલા રનસિંહ રાજાને અપરાધી ગણી પહેરેજગીર કર્યો. તે બિચારે ઘણી આજીજીકરી પણ તે સર્વ મિથ્યા ગઇ અને આ ચંદ્રસિંહનું લશ્કર રનસિંહની મદદે આવેછે એવું ધારી લડવાની તૈયારી કરી લડાઇનો વાવટો ચડાવ્યો. આ તરફથી સેનાપતિએ ચંદ્રસિંહને ખબર આપ્યા કે, સામેનું લશ્કર લડાઈ કરવા તૈયાર થયુંછે અને લડાઇનો વાવટો ચડાવ્યો છે. આપણે કેમ કરવું? ચંદ્રસિંહ તથા ચતૂરસિંહ લડવાના હોંસીલા હતા પણ કારણ વિના નાહક લડી મરવું તે તેઓને ઠીક લાગતું નહોતું. વિચાર કરી પોતાના એક જાસુસ મારફત લડાઇનું કારણ જાણવા વિચાર રાખ્યો. પોતાનું લશ્કર એટલે દૂર રાખી એક માણસને સામેના લશ્કરમાં મોકલ્યો. માણસે જઈ સેનાપતિને ખબર આપ્યા, ત્યારે સેનાપતિએ જણાવ્યું કે, "એ લશ્કરને અમે રનસિંહનું મદદનીશ ગણીએ

છીએ, મરજી લડાઈ માગીએ છીએ." જાસુસે જણાવ્યું કે, "અમારે અને રત્નસિંહને કશો સંબંધ નથી. અમે તો વટેમાર્ગુ તરીકે ચાલ્યા જવાના છીએ. તેમ છતાં જો લડવા મરજી હોય તો તૈયાર છીએ એવું અમારો રાજા ચંદ્રસિંહ કહે છે." સેનાપતિએ કહ્યું કે, "જો એ લશ્કર રત્નસિંહની કુમકે આવ્યું નહોય તો અમારે લડવાની જરૂર નથી. પણ હવે તમારા રાજાએ અમારા રાજા પાસે કસુંબા પીવા આવવું એટલીજ માગણી કરીએ છીએ." જાસુસે આવી ચંદ્રસિંહને ખબર આપ્યા તેથી ચતુરસિંહના સસરાને મદદ કરવા તેમનો વિચાર થયો; પણ ચતુરસિંહે તેમ કરવા ના પાડવાથી કસુંબા પીવા જવા તૈયારી કરી. સઘળું લશ્કર પેલી છાવણી તરફ ચાલ્યું. તે તેની પાસે આવી પહોંચ્યું. છાવણીની વચ્ચે એક મોટું દરબાર ભરવામાં આવ્યું હતું. વચ્ચે એક મોટી બેઠકપર ઘરડો રાજા બેઠેલો હતો તેની પાસે ચાર વાણિઆ બેઠેલા હતા, અને તેની આસપાસ બીજા અમીર ઉમરાવ બેઠેલા હતા. એકબાજુ રત્નસિંહ રાજાને બંધવા તરીકે રાખેલો હતો અને ફરતું મોટું લશ્કર વિંટાઈ વળેલું હતું. જેવા ચતુરસિંહ તથા ચંદ્રસિંહ લશ્કરમાં પેઠા તેવુંજ સઘળું કચેરીમંડળ ઉભું થયું અને રાજા તેઓને સામો લેવા ગયો. સઘળા માણસો શાન્ત થઇ બેઠા અને બે રાજકુમારો યોગ્ય રીતે સૌને મળ્યા. પેલા ચાર વાણિઆ બેઠેલા હતા તેમાંથી એક જલદીથી ઉઠી

ચતૂરસિંહને ભેટી પડ્યો. ચતૂરસિંહે તેને ઘણી ઝડપથી ઓળખી કાઢ્યો. તેજ વખતે તે વાણિઆએ ફતેહ ફતેહની બૂમ મારી. આખા લશ્કરમાં ફતેહ ફતેહ બોલાવા લાગી. થોડીવારે સર્વ શાન્ત થયું. આટલા અરસામાં પેલા ચારે વાણિઆ તે રાજકુમારોને મળી ચૂક્યા હતા. છેલ્લે તે બન્ને રાજકુમારો બુઢ્ઢા રાજાને ચરણે નમ્યા. અને સર્વ લશ્કરમાં હર્ષ વ્યાપી રહ્યો. આ વખતે પેલો રત્નસિંહ જેકે બંધવા તરીકે લશ્કરમાં બેઠેલો હતો તે પણ અત્યંત ખુશી થવા લાગ્યો.

પ્રિય વાંચનાર. આખા લશ્કરમાં હર્ષ થવાનું કારણ તમારા જાણવામાં આવ્યું હશે. એ કારણ એવું હતું કે, પેલા ચાર વાણિઆ તે મંછારામ તથા તેનો બાપ, અને ધનોશા તથા મનમોહન એ ચાર હતા. બુઢ્ઢા રાજા આપણા પ્યારા ચતૂરસિંહના પિતા—રણજીતસિંહ હતા. તેની અવસ્થા આ વખતે બુઢ્ઢાપણાને પામી હતી રત્નસિંહને બધવો કરવાનું કારણ પણ ચતૂરસિંહજ હતો. કેમકે જ્યારે રત્નસિંહે ચતૂરસિંહને કેદ કર્યો હતો ત્યારે તે ધનાશાનો નોકર હતો, અને મનમોહન સાથે રહેતો હતો, એતો તમે આગળ વાંચ્યુંછે. જ્યારે ચતૂરસિંહને શૂળીની સજા ઠરાવવામાં આવી હતી ત્યારે ધનાશાએ રત્નસિંહને ઘણું નાણું આપવા કહ્યું પણ તેણે માન્યું નહિં તેથી તેણે ચીડાઇને મહામેહેનતે મંછારામને શોધી તેના મારફતે રણજીતસિંહને શોધી

કાઢ્યા હતા, અને તેને જાતે મળી આ રંગમતીના રાજા ઉપર હલ્લો કરાવ્યો હતો. ચતૂરસિંહને મારી નાંખ્યોછે એવું ધારી રણજીતસિંહે રત્નસિંહ સાથે લડાઇ કરવા તૈયારી કરી હતી. રત્નસિંહે કહ્યું કે મેં તેને માર્યો નથી પણ મારી કુંવરી પરણાવી તેને જીવતો જવા દીધો છે ત્યારે રણજીતસિંહ કહે, જો ચતૂરસિંહ જીવતો હોય તો લાવ મારી પાસે. નહિતો તારો જીવ લઇશ. આ કારણથીજ તેને બંધવા તરીકે રાખ્યો હતો એવામાં ચતૂરસિંહ આવી ચડે તેથી સર્વ અત્યંત ખુશી થાય તેમાં શી નવાઈ ! આખા લશ્કરમાં આનંદ આનંદ વર્તાઈ રહ્યો. રત્નસિંહને છોડાવી કચેરીમાં બેસાર્યો. આ પ્રમાણે કરવાથી રત્નસિંહ બહુજ પસ્તાયો કારણ કે તેણે ચતુરસિંહને દુઃખ દેવામાં બાકી રાખી નહોતો. તેને જીવવાની આશા નહોતી. રત્નસિંહે સઘળા લશ્કરને પોતાને ઘેર પરોણા તરીકે તેડ્યું અને તેની યોગ્ય બરદાશ કરી. રૂપવંતીને પોતાને ઘેર આવી જાણી તે બહુ આનંદ પામ્યો સર્વને બે દિવસ રાખ્યા પછી જવાની રજા આપી. પોતે રૂપવંતીને પરણાવી રીતસર કંઈ કરીઆવર કર્યો નહોતો, માટે આજ તેને હાથી, ઘોડા અને રથ વગેરે કરીઆવર આપી ગાજતે વાજતે વિદાય કરી. પ્રિય વાંચનાર, આજ જાણે ચતૂરસિંહ પરણ્યો હોય, જાણે રણજીતસિંહ તેની જાન જોડી આવ્યા હોય, જાણે મંછારામ તેનો જાનઇઓ થઈ આવ્યો હોય

અને જાણે ચંદ્રસિંહ તેને પરણાવવાની આપેક્ષાથી આ-વ્યો હોય તેમ સર્વ મંડળ સાથેજ હતું માત્ર એક લીલાવતી ચતુરસિંહની માતા આ વખતે હાજર નહોતાં. પણ તે હવે ઘેર મળશે તેને તેથી કેટલો સંતોષ થશે ? તે વિચારવું વાંચનારની મુનસફી ઉપર છે.

મનમાં મગ્ન થયેલા, આનંદને આધિન થયેલા, સુખથી સંતુષ્ટ થયેલા, ફતેહમાં ફાવી ગયેલા, શૂરમાં મશહૂર બનેલા ધારેલી ધારણામાં સુફળ થયેલા, અણધાર્યા વખતે આવી મળેલા ચતૂરસિંહના મેળાપથી, રૂપવંતી સાથના થયેલા લગ્નથી, અને ખોએલા ચતૂરસિંહનાં સમક્ષ દર્શનથી આખા લશ્કરમાં આનંદ આનંદ થઈ રહ્યો. મંછારામ પોતાના મનમાં અતિશય સુખ માને તેમાં નવાઈ જેવું નહોતું. કેમકે તેણે જ્યારથી ચતૂરસિંહને ગુમાવ્યો હતો ત્યારથી તેના મેળાપ સુધી લગારે સુખ ભોગવ્યું ન-હોતું. આવા અચાનક મેળાપથી સર્વને કેટલો સંતોષ થયો હશે, તે વાંચનારે વિચારવું.

જ્યારે રત્નસિંહ રાજા સર્વને વળાવી પાછો વળવાનો થયો તે વખતે મનમોહન તથા ધનોશા પણ સાથેજ હતા. આ વખતે ચતૂરસિંહે પોતાના સસરાને પાસે બોલાવી ભલામણ કરી કે, આ—ધનાશાએ તથા મનમોહને મારે વાસ્તે તમારા વિરૂદ્ધ થઈ, મારા પિતાને મળી લશ્કર આણ્યું તેથી તમે તેના ઉપર ક્રોધ ચડાવી કોઈ જાતનું

નુકશાન કરશો તો, તેનાથી—મને નુકશાન થયું હું માનીશ માટે તેને કોઇપણ જાતની અડચણ ન થાય તે બાબત વધારે કાળજી રાખવી. રત્નસિંહ બોલ્યો, હવેથી હું તેને કોઈ રીતે દુઃખ દેનાર નથી અને તમારી ભલામણ ઉપર આધાર રાખી તેને—મનમોહનને મારો કારભારી નીમીશ. આ વાત સાંભળી ચતૂરસિંહ બહુ ખુશી થયો અને તે બાબત મનમોહનને કહી પછીથી સર્વ જૂદા પડ્યા.

થોડા દિવસ થતાં સઘળું લશ્કર ચંદ્રાવતી નગરીની ભાગોળે આવી પહોંચ્યું. ચતૂરસિંહના મેળાપથી આખા લશ્કરને આનંદ હતો પણ હવે શેહેરમાં પણ આનંદ થવાનો વખત આવ્યો. ભાગોળની એક પોતાની વાડીમાં ચતૂરસિંહ, ચંદ્રસિંહ તથા પોતાનાં થોડાં માણસ રાખી રણજીતસિંહ પોતાના દરબારમાં ગયા. લીલાવતીને તથા બીજાં યોગ્ય માણસોને ચતૂરસિંહ આવ્યાની વાત જણાવી તેથી આખા શેહેરમાં આનંદ વ્યાપી રહ્યો. ચકલે ચકલે અને મોહોલ્લે મોહોલ્લે ચતૂરસિંહ આવ્યા સંબંધી અને તેની હોશીઆરીની વાતો થતી હતી. શેહેરના શેઠ શાહુકાર પણ પોતાના રાજાને હોશિયાર થયો જાણી અત્યંત ખુશી થતા હતા. આ તરફ દરબારમાં એક ખાનગી વિચાર થતો હતો, તે એ હતો કે, રણજીતસિંહ ઘરડા થયા અને ચતૂરસિંહ હોશિયાર થઈ આવ્યો, માટે તેને આજરોજ ગાજતે વાજતે શેહેરમાં લાવી ગાદી ઉપર બેસાડવો. યો-

ડાઓએ થોડા દિવસ પછી ગાદીએ બેસારવા કહ્યું પણ ઝાઝા મત જલદી ગાદીએ બેસારવા અપાયા તેથી તે વિચાર હાલમાંજ મંજુર રાખ્યો. સારૂં મુહુર્ત જોઈ ગામમાંથી સામૈયું ચાલ્યું શેહેરના આબરૂદાર ગૃહસ્થો, ચતૂર શેઠીઆઓ, અને મુત્સદી વર્ગ વગેરે આ વખતે હાજર થયા હતા. આખા શેહેરમાં ચતૂરસિંહને જોવા સારૂ માણસોની ઠઠ જામી હતી. થોડીવાર થતાં ચતૂરસિંહનો રથ દરવાજામાં આવી પહોંચ્યો. આ વખતે ચતૂરસિંહ તથા રૂપવંતી એક રથમાં બેઠેલાં હતાં. સાથે બીજી સ્ત્રીઓ બેઠેલી હતી તે મધુર સ્વરથી ગીત ગાતી હતી. આજે રથમાં બેસવાનું કારણ જ્યારે ચતૂરસિંહ પરણ્યા ત્યારે પોતાની તરફનું કોઈ ત્યાં નહોતું. વળી તે પરણ્યા પણ તેને હિંદુ રીત પ્રમાણે લીલાવતી—માતા જ્યાં સુધી પોંખે નહીં ત્યાં સુધી તેને સંતોષ નહોતો. આજ પોતાના મનના મનોરથ સુફળ થયા, એમ તેઓ માનતા હતાં. આ વખતે પોતે પણ તે રથમાં સાથેજ હતાં. સઘળા શેહેરીઓ ચતૂરસિંહને જોઇ પોતાની ખુશાલી જાહેર કરતા હતા. પોતાની પાસેના ફુલથી તેને વધાવી લેતા હતા અને "ચતૂરસિંહ કુમારનો જયથાઓ" એવો વારંવાર પોકાર મારતા હતા. થોડીવાર થતાં રથ દરબારમાં આવી પહોંચ્યો. લીલાવતી માતાએ વરકન્યાને પોંખ્યાં અને છેવટે ગોરમહારાજે આશિર્વાદ દીધા. બ્રાહ્મણ, સાધુ અને લુલાં, પાંગળાં વગેરે ગરીબ

લોકોને યોગ્ય લાગ્યા પ્રમાણે દક્ષણા દીધી. ચતૂરસિંહ તથા રૂપવંતી, રણજીતસિંહ લીલાવતી વગેરે દરબારી વૃદ્ધ મનુષ્યોને ચરણે નમ્યાં અને તે સર્વેએ આશિર્વાદ આપ્યો. થોડીવાર થતાં ચતૂરસિંહને રાજ્યાભિષેક થવાની વાત ચાલી. ચતૂરસિંહે કહ્યું હમણાં હું યોગ્ય નથી. હું અહિંની રીતભાતથી હાલમાં અણ[illegible]કેફગારછું, વળી મારા પિતાજી હમણાં થોડાં વર્ષ ર.જ કરશે તો ચલાવી શકે તેમછે—રણજીતસિંહે કહ્યું. હાલ હું ઘરડો થયોછું માટે હવે તમારે ગાદીપતિ થવું યોગ્યછે. દેશાદેશ ફરી રૈયતના હક જાણવા શિખ્યાછો તો હવે રાજ્યાસનપર બિરાજી રૈયતને સંતોષ પમાડો. એ બાબતમાં ચંદ્રસિંહ વગેરે એ ટેકો આપ્યો તેથી ચતૂરસિંહે કબૂલ કર્યું.

દરબારમાં શેહેરના શેઠ, શાહુકાર, જાણીતા આબરૂદાર ગૃહસ્થો અને બીજા અમીર ઉમરાવો ઈત્યાદીને નોતરવામાં આવ્યા હતા. તેથી કચેરી ભરચ્ચક લાગતી હતી. સર્વના મોં ઉપર આનંદનો દેખાવ જણાતો હતો. એક મોટા સિંહાસન ઉપર મખમલની ગાદી તૈયાર કરેલી હતી, તેના ઉપર રેશમી ચાદર ઓછાડેલી હતી. કચેરીમાં અનેક જાતની શોભા કરવામાં આવી હતી. થોડીવાર થતાં ચતૂરસિંહ, રણજીતસિંહ, ચંદ્રસિંહ અને મંછારામ વગેરે ત્યાં આવી પ્હોંચ્યા. કચેરીમાં આવતાં સર્વ ઉભા થયા અને ચોપદારે નકીબ પોકારી. ત્રણ સિંહાસન તૈયાર કરવામાં

આવ્યાં હતાં તેમાં મોટા સિંહાસન ઉપર રણજીતસિંહ બેઠા અને બાકી બે ઉપર ચતૂરસિંહ તથા ચંદ્રસિંહ બેઠા. આ વખત માણસોની અત્યંત ભરતી થઈ હતી. થોડીવાર થતાં ગોર મહારાજ પણ આવી હાજર થયા અને બીજા વેદીઆઓ પણ આવ્યા હતા. રીત મુજબ—વિધિપૂર્વક ચતૂરસિંહને રાજ્યાભિષેક કર્યો અને બ્રાહ્મણોએ આશિર્વાદ દીધા. દક્ષણા મળી તે લઈ ચાલ્યા ગયા. કચેરીમાં શાકર વહેંચાઈ અને ગાદીએ બેસતી વખત ચતૂરસિંહે રાજાના ધર્મ વિષે અસરકારક ભાષણ કર્યું તે સાંભળી સઘળા માણસો અત્યંત ખુશી થયા. ચતૂરસિંહ રાજા થયો ત્યારે કારભારી પણ તેને અનુકુળ આવતોજ જોઈએ. માટે રણજીતસિંહના મતથી મંછારામને કારભારી નિમ્યો. તેણે પણ એક સારૂં ભાષણ "પ્રધાન ધર્મ" વિષે આપ્યું તેથી સઘળા મનુષ્યોએ હર્ષની તાળીઓ પાડી. બેઘડી રામજણીઓનું ગાયન સાંભળી પાન ગુલાબ લઈ સભા વિસર્જન થઈ. ચતૂરસિંહ સર્વને રીત મુજબ મળ્યો. અને હવે પોતે રાજા થયો માટે પોતાને અને રૈયતને અનુકુળ આવે તેવા ધારાઓ ઘડવાને મંછારામને ફરમાવ્યું. મંછારામે પોતાના મત પ્રમાણે નિચે લખેલું ટાંચણ કર્યું.

" એક રાજકીય મંડળી સ્થાપિ તેના મત પ્રમાણે રાજ વ્યવસ્થા ચલાવવી. બહુ મતે જે ધારો પસાર થાય તે કબુલ રાખવો. કદાપિ બે ભાગના મત સરખે હિસ્સે મળતા

આવે તો કારભારીને પ્રમુખ ગણી તેના બે મત ગણવા અને જે પક્ષે વધારે મત પડે તે ધારો મંજુર ગણવો."

"દરબાર ત્રીજોરીમાંથી યોગ્ય લાગે તેટલું નાણું દરબાર ખાનગી ખર્ચમાં વાપરવું, અને બાકીનું રૈયતના સુખ પાછળ વાપરવું."

"ઠેકાણે ઠેકાણે વિદ્યા વધારવા સારૂ નિશાળો સ્થાપવી અને અમુક વય સુધી છોકરૂં ભણેજ, એવા ધારો પસાર કરવો. ગરીબ માણસ જણાય તેની ફી માફ કરવી અને તેમ છતાં બીજી મદદની જરૂર પડે તો તે યોગ્ય લાગવા પ્રમાણે આપવી. ગામડાંની હલકી નિશાળોમાં બિલકુલ ફી લેવી નહિં, અને લોકો વધારે અભ્યાસ કરી શેહેરની નિશાળોમાં દાખલ થાય તેને યોગ્ય ઉત્તેજન આપવું. દરેક માણસે સામાન્ય કેળવણી તો અવશ્ય લેવી. ત્યાર પછી જૂદી જૂદી વિદ્યા અથવા કારીગરી શિખવા દાખલ થવું. જે માણસને જે અભ્યાસ કરવાની મરજી હોય તે પ્રમાણે તેને અભ્યાસ કરવા દેવો. કેળવણીની તપાસ માટે યોગ્ય વિદ્વાનોની નીમણુક કરવી. રાજ દરબારમાં વિદ્વાન માણસોનેજ નોકર રાખવા. પરિક્ષા કર્યા સિવાય કોઇને દાખલ કરવો નહિં. વિદ્યા વધારા માટે વારંવાર ઇનામો કાઢવાં, તેથી વિદ્યાનો વધારો અને રાજ્યનો સુધારો થશે. કારીગરો અને શોધકોને યોગ્ય ઉત્તેજન આપવું. નવા હુનરને આ પણા દેશમાં લાવનાર હોંસીલા માણસને જોઇતી મદદ

આપવી. ખાનગી ગૃહસ્થો દેશ સુધારાના કામમાં મદદ કરે એટલે નાણાં ખરચે તેને મોટી સભા ભરી માન આપવું. અને તેના પ્રમાણમાં યોગ્ય લાગવા પ્રમાણે ઇલકાબ પણ આપવા, તેથી ખાનગી ગૃહસ્થો પણ આવા સુધારાના કામમાં હોંશ રાખશે."

"બાંધકામ કંટ્રાકટરોની મારફતે કરાવવાં નહિં પણ દરબાર દેખરેખથી સાદાં પણ મજબૂત કરાવવાં કારણ કે કંટ્રાકટરો ફાયદાના લોભથી હલકું કામ કરાવેછે માત્ર ઉપરનો દેખાવ સારો થાયછે. મોટાં શેહેરમાં મોટા રસ્તાઓની સડકો બંધાવવી પણ થોડા વપરાતા હોય તેવા રસ્તા માત્ર સાફ અને સિધા કરાવવા. રસ્તાની બે બાજુ ઉપયોગી ઝાડ વાવવાં અને તેની ઉપજ દરબારમાં દાખલ કરવી."

"જમીનના મેહેસુલ સારૂ ઇજારા આપવા તે જુલમી રીત છે, માટે સારા અને ખાનદાન અધિકારીઓ મારફતેજ મેહેસુલ ઉઘરાવવું. કોઇ રૂસ્વતનો લોભ ન કરે માટે મોટા યોગ્ય પગાર આપવા. કારણ કે "ભૂખ્યું અખાજ ખાય" એવો સ્વભાવિક નિયમ છે. માટે અધિકારીની યોગ્યતા પ્રમાણે પગાર આપવા. તોપણ દેખરેખ યોગ્યરીતે રાખવી. કારણ કે આ પ્રમાણે મોટો પગાર આપવા છતાં લોભમાં લપટાઈ જઈ રાંકડી રૈયતને નાહક ન દમે. આમ છતાં જો કોઈ લાંચનો લોભ કરી પોતાની પાપી નિન્દ્રામાં સપડાયતો તેને ઘટતી સજા કરવી. એક અધિકારીને ઝાઝાં

કામ સોંપવાં નહિ, કારણ કે તેમ થવાથી તે અધિકારી એક સ્વતંત્ર રાજા પ્રમાણે પોતાના તાબાની પ્રજાને પીડા આપેછે."

"મેહેસુલ લેવાની જૂદી જૂદી પદ્ધતિ રાખવી નહિં, કારણ કે તેમ હોવાથી પ્રજા, જુલમની જંજાળમાં આવી પડેછે; માટે પાંચ યોગ્ય માણસોનું પંચ નીમી જમીન માપી અને તેની ઉપજનો અડસટ્ટો ગણી દરસાલને માટે યોગ્ય મેહેસુલની રકમ ઠરાવવી અને તેજ પ્રમાણે અમુક વર્ષો સુધી લેવાનો ઠરાવ કરવો કે, એડૂત જમીન સુધારવાનો પ્રયત્ન કરે. આ પ્રમાણે થવાથી જમીનનો સુધારો થાય અને તે વર્ષો પૂરાં થયા પછી રાજને બીજી કીસ્તબંદી વખતે ઉપજ સારી આવે. ઠરાવેલા મેહેસુલની રકમ ત્રણ હપ્તાથી દરબારને વસુલ કરવી અને તે હપ્તા મુજબ એડૂત નાણાં ન ભરેતો તેનું વહિવટી અધિકારી મારફત કારણ જાણવું જોઇએ. તપાસ કરતાં એડૂતની સ્થિતિ નબળી જણાય અને તે હપ્તો ચૂકવી આપવા એડૂતની શક્તિ હાલમાં નહોય તો તે રકમ તેને ખાતે ઉધાર રાખવી અને બીજા હપ્તાઓ સાથે થોડીથોડી રકમથી નાણું પૂરાં વસુલ કરવાં અને જો દગલબાજીથી એડૂત લુચ્ચાઇ કરતો હોય તો તેની મિલ્કત હરરાજ કરી દરબાર હક વસુલ કરવો અને તે સિવાય યોગ્ય દંડ પણ કરવો. પણ ખરો ગરીબ જણાયા છતાં તેના ઉપર જુલમ ગુજારીતે

તેનાં–ખેતીના ઉપયોગમાં આવતાં સાધનો વેચી બાપડાને ભિખારી વેષે કરી દરબાર હક વસુલ કરવાનો ઘેલો મત પસંદ કરવો નહિ. તેમજ તેના ઉપર મોસલ મોકલી દાઝ્યા ઉપર ડામ આપવાની બૂરી રીત પસંદ કરવી નહિં. દર વર્ષની ઉપજમાંથી અમુક રકમ ખજાને રાખવાને દ્રઢનિશ્ચય રાખવો. દુકાળના વર્ષને માટે અથવા બીજા હરકોઈ વખતે અનાજની જરૂર પડે માટે મેહેસુલમાંથી આવેલા અનાજના કોઠાર ભરી રાખવા, તેમાંથી ખેડૂતને બીજ વગેરેને માટે જોઇતા હોય તો તેમને આપવા. નાણાંની મદદ આપવા જરૂર જણાયતો ખજાનામાંથી તેમને ખાતે ઉધારી આપવા ગોઠવણ કરવી. તેમજ ખેડૂત છેક નિર્બળ સ્થિતિમાં આવી જાય–તેને કોઈ જાતનું નુકસાન થયું જણાય–તે જમાબંધી આપવા અશક્ત જણાય તો જમાબંદી માફ કરવી. જરૂર જણાયતો વગર વ્યાજે નાણાં ધીરવાં. અર્થાત્ રાજ્ય હક અને ખેડૂતની સ્થિતિ ઉપર વિચાર રાખી કામ લેવું. આ પ્રમાણે થવાથી જમીનની સુધરાવટ વગેરે ઉપર ખેડૂત વધારે ધ્યાન આપશે અને રાજાને ખરા અંતઃકરણથી ચહાશે.”

“મનુસ્મૃતિ વગેરે શાસ્ત્રોને આધારે તથા દેશકાળ, રીતરીવાજ અને જરૂરીઆત ઉપર નજર રાખી દિવાની ફોજદારી કામ સારૂ કાયદા બંધાવવા. એ ન્યાયને આધારે સજા કરવી. કેદીઓને સારા ખોરાક આપી મસ્તાના બ-

નાખવા નહિ કારણ કે-તેમ થવાથી ગુનાહ વધી પડે, અને કેદીઓની સંખ્યા વધી પડે માટે તેને જે કામ આવડતું હોય તે અનુકુળ હોયતો કરાવવું અને દરબારે અનુકુળ પડતું કામ જે કેદીને આવડતું નહોય તેની પાસે દળણું દળાવવું."

"દિવાની હલકી ફરીઆદો અને ફોજદારી જુજ ગુનાહ પંચ પતાવે. અધિકારી અને પંચના મતથી કામના ફેંસલા થાય. ખોટી ફરીઆદ કરી હોય અને તે ફરીઆદીનો દંડ થાય તેમાંથી સામા પક્ષકારને હેરાન કરવા બાબત વળતર મળવું જોઇએ. આથી એવી જૂઠી ફરીઆદો અટકશે."

"લોકોના જાનમાલનું રક્ષણ કરવું એ પોલીસનું કામ છે. આ કામ દરેક નાના ગામના પોલીસપટેલને સોંપવું. બનેલા ગુન્હાનો તપાસ તદબીરથી પગી તથા ચોકીદારની મદદથી પોલીસપટેલે શોધી કાઢવો જોઇએ, પણ કોઈ ઉપર જુલમ કરી, તેને માર મારી ગુન્હા મનાવવા નહિ. જો કોઈ નિરપરાધિ ઉપર આ જુલમ ગુજર્યો હોય તો તેને માટે પોલીસને સખ્ત શિક્ષા કરવી. કારણ કે તર્કટી પુરાવા અને ખોટા આરોપ મૂકવાનું કામ પોલીસનું નથી."

"મજબૂત અને કદાવર પુરૂષોને લસ્કરમાં રાખવા. કવાયત તથા કસરતનો અભ્યાસ હમેશાં કરાવવો. દર ત્રણ મહિને એક મોટા મેદાનમાં તેની પરિક્ષા સેનાપતિ કરે

અને તેમાં હોશિયાર જણાય તેનો પગાર વધારી આપવો. તેમજ હોશિયારી પ્રમાણે ઉત્તેજન આપી હોદ્દો ચડતો આપવો. દર વરસે દરબાર તેનો તપાસ કરે. યોગ્ય લાગવા પ્રમાણે ઇનામ આપે. લસ્કરી માણસોએ પોતાનાં હથિયાર તૈયાર અને સાફ રાખવાં જોઇએ. એ બાબત તપાસ કરતાં તેમાં જેની બે દરકારી જણાય તેનો દંડ કરવો. રાજનો આધાર લસ્કર ઉપર હોયછે."

"ખજાનામાંથી નકામાં નાણાં ખર્ચવાં નહિ. પ્રજાના જાનમાલનું નુકસાન ન થાય અને અડીને વખતે કામ લાગે માટે દરબાર ત્રીજોરીમાંથી નાણાં ખરચી ઘાસ, દાણો પણ સંઘરી રાખવો. ઝવેરાત અને રોકડપણ ઘટિત રાખવું. રોકડાં નાણાંમાંથી ખેડૂતો, હોશિયાર શોધકો, કુશળ કારીગરોને અને વિદ્યા વધારાના કામમાં વગર બ્યાજે ધીરવાં. વેપારીઓ કોઈ સારા પાયા ઉપર મોટાં કારખાનાં ઉઠાવવા ધારે તેને પણ જરૂર હોય તો નાણાં ધીરવાં. પોતાના ખર્ચથી યોગ્ય લાગે તો કારખાનાં કાઢવાં. લડાઇને વખતે નાણાંની જરૂર પડે તે ત્રીજોરીમાંથી લેવાં. અને કોઈ જબરા વેપારીઓ પોતાની ગુંચવાડા ભરેલી સેવડદેવડમાં દિવાળું કાઢવાની તૈયારીમાં આવી પડ્યા હોય તેમને દરબારી ત્રીજોરીમાંથી નાણાં ધીરી તેમની આબરૂ રાખવી."

"અતિ જુલમી કરનો નાશ કરી માણસની કમાઈ ઉપર સરત રાખી તે પ્રમાણે કર લેવો, આ પ્રમાણે થ-

વાથી વિધવાઓ અને ગરીબ લોકોને કશું વેઠવું પડશે નહિં. શેહેરમાં દાખલ થતા મોજ શોખના આવક માલ ઉપર જકાત લેવું અને તે પણ શેહેર સુધરાઇના કામમાં વાપરવું. આવાની સાથે મીઠું, અનાજ વગેરે ઉપરથી જકાત બંધ કરવું અને વસવાયાં ઉપર ચાલતી આવેલી વેઠનો પણ નાશ કરવો. વાજબી હકસાઈ આપી દરેક વસવાયાં પાસે કામ કરાવવું. ખાનગી ખર્ચમાં ઘટાડો કરવો અને અતિ મોજશોખને વિસારી મૂકવા."

"દરબારે પોતે રાજ્ય કામ કરવાને અમુક વખત નિમવો—સવારમાં ઉઠી દાતણપાણી કરી નાહ્યા પછી ઇશ્વરોપાસના કરવી. ત્યાર પછી ફરવા જવું. ફરીને આવ્યા પછી પંડિત અને નીતિજ્ઞ પુરૂષોનો સમાગમ કરવો. ત્યાર પછી ઉપયોગી પુસ્તકોનું અધ્યયન કરવું. ત્યાર પછી ભોજન કરવું અને પછી થોડીવાર વિશ્રાંતિ લેઈ—બપોરના ભાગમાં દરેક કચેરીમાં ફરવું અને સઘળાં કામની પોતે જાતે તપાસ કરવી. જરૂર જણાય તો અવશ્યના પ્રસંગે વધારે ઓછો વખત પણ ગાળવો. સાંજના બે કલાક પોતાના બાગના અમુક ભાગમાં એકાંતમાં બેસી ત્યાં જે માણસોને જાતે મળી ફરીઆદ કરવાની હોય તેમની અરજી સાંભળવી. આ પ્રમાણે થવાથી ગરીબમાં ગરીબ માણસ પણ ગમે તેવી છાની ફરીઆદ રાજા પાસે કરી શકશે. દરેક ઓફીસનું કામ નિયમ પ્રમાણે હમેશાં કરવાનો રીવા-

જ રાખવો, તેથી અધુરૂં રહેવાની ફરીઆદ કદી આ-વશે નહિં. કોર્ટોમાં અને ઓફીસોમાં કારકૂનો અગ્યાર વાગે આવે અને અમલદારે બાર વાગે હાજર થવું. સાંજના છ વાગતા સુધી કામ ચલાવવું. જો તેટલો વખત કામ કરવા છતાં અધુરૂં રહેતું હોય તો ઉપરાંત વખત પણ બેસવું અને પોતાનું કામ પૂરૂં કરવું. આ નિયમ ન્યાય કોર્ટને માટેછે.—કામનો વધારો લાંબી મુદતને માટે જ-ણાય તો કારકૂનો વધારવા, પણ જૂના માણસોને કામના બોજામાં દબાઈ રહેવું ન પડે, એ બાબત કાળજી રાખવી. સાંજના ભાગમાં ખાનગી અરજીઓ સાંભળ્યા પછી મહા-રાજાએ ફરવા નિકળવું. અનુકુળ પ્રસંગે ઘોડાર અને તબેલાઓ પણ તપાસવા. ફરી આવ્યા પછી વડા અધિ-કારીઓની મુલાકાત લેવાનો વખત રાખવો. કારણ કે એમ થવાથી હમેશાંની નવી હકિકતો પોતાના જાણવામાં આવે. ઊપજ ખર્ચનો રોજનો હિસાબ છ વાગતે બંધ કરી ખજાનચીએ મહારાજાને બતાવવાનો નિયમ રાખવો. અધિકારીઓના મેળાપ પછી રાજકીય હકિકતના કાગળો વાંચવા તથા તેનું મનન કરવાનો વખત રાખવો. ત્યાર પછી રમુજી તથા બોધક પુસ્તક વાંચવામાં કે, નીતિની મર્યાદામાં આનંદ આપે એવી રમુજી હાસ્ય જનક વાતો ભાટ ચારણાદિની સાંભળવામાં અથવા નિપુણ ગવૈયાના મનોહર ગાયનને શ્રવણ કરવાનો અમુક વખત નિમવો.

પછીનો થોડો વખત પોતાનાં ખાનગી કામ તથા પોતાનાં પ્રિયપત્નિના સંગમાં ગાળવો, અને ત્યાર પછી પોતાના આખા દિવસના કરેલા કામને યાદ કરી, આવતી કાલે શું શું કરવું, તેની નોંધ કર્યા બાદ પરમેશ્વરની પ્રાર્થના કરી મહારાજાએ નિદ્રાધિન થવું. એ કાયમનું નિયમિત કામ સમજવું."

આ પ્રમાણે નમુનો કરી મંછારામે ચતૂરસિંહને આપ્યો અને તે ચતૂરસિંહ, રણજીતસિંહ અને ચંદ્રસિંહે મળી વાંચ્યો તો તે ઘણોજ ઉપયોગી જણાયો. ચતૂરસિંહે એક નવી કલમ ઉમેરવાની ભલામણ કરી કે, હજુ આ બાબતમાં ઘણી ખામીઓ જણાશે અને વળી હાલ જે કલમો ઘડી કાઢવામાં આવીછે તે સઘળી રૈયતને અને રાજને રૂચતી આવે, એ માનવું પણ શક ભરેલું ગણાય માટે આપણા શેહેરમાંથી એક હોશિયાર માણસને મદદ આપી સ્વતંત્ર વર્તમાન પત્ર કાઢવાની પરવાનગી આપવી. અને તે વર્ત્તમાન પત્ર મારફત જે ફરીઆદો ઉઠાવવામાં આવે તેના ઉપર પુરતું લક્ષ આપવું. આ પ્રમાણે થવાથી રૈયતને અરૂચતી ફરીઆદો વર્ત્તમાન પત્ર મારફત આપણને જલ્દી મળી શકશે અને તેના ચાંપતા ઉપાયો પણ જલદી લેવાશે. આ પ્રમાણે થવાથી રૈયતને અને રાજને બંનેને સુખછે.

આવો વિચાર જાણી રણજીતસિંહ, ચંદ્રસિંહ અને

મંછારામ અત્યંત ખુશી થયા. રણજીતસિંહે પોતાના પુત્ર-ને હોશિયાર જાણી અતિશય સંતોષ બતાવ્યો. ચતૂરસિંહે પોતાના રાજમાં ઘટતો સુધારો કરવા હોંશ રાખી.

ચતૂરસિંહ રાજા પોતે હોશિઆર હતો. તે રૈયતના હક સારી રીતે જાણતો હતો. પોતાના સઘળા વિચારો બરાબર બર લાવતો. તેને વિદ્યા ખાતાની તપાસ, પંડિતોનો મિલાવડો, ધર્મનાં આશ્રમો જોવાં, ગરીબ ગરબાંને આશ્રય આપવો, રાતને વખતે વેશ બલદી નગર ચર્ચા જોવી, એ ઉપર સ્વભાવિક હોંશ હતી. છાની અથવા જાહેર રીતે પોતાના મુલકમાં ફરવા નિકળતો, દિનજનોની દાદ સાંભળતો, લોકોની સ્થિતિ તપાસતો, રૈયતનો રાજ માટે શો મતછે, તે જાણવા આતુર થતો, અધિકારીઓની વર્તણુક રૈયતના મુખથી સાંભળી તેનો જાતે તપાસ કરતો, ચોરને ચાંપતો, લફંગાઓને લૂટતો, જુલમી અમલદારોને દંડતો અને દુઃખી કરતો, રૈયતને રાજી રાખતો, સાચનો સ્નેહી હતો, જૂઠને ધિક્કારતો, નીતિ અને ન્યાયથી વર્તતો, વિદ્યાનો વાલેશરી હતો તેથી વિદ્યા વધારાના ઉપાયો જારી રાખતો, પંડિત, કારીગર અને શોધક પુરૂષોને પરિક્ષા કરી યોગ્ય ઇનામ આપતો, નવી નવી શોધોને માટે મોટાં ઇનામ કાઢતો. નિરાશ્રિતને માટે અન્ન ક્ષેત્રો બાંધતો, રોગથી રીબાતા પ્રાણીઓને માટે દવાખાનાં ઉઘાડતો અને સ્ત્રી કેળવણી આદિ હરેક સુધારાનો સાથી હતો, તેથી તે

પોતાની પ્રજાને અતિશય પ્યારો હતો અને વાંચનારને પ- ણ વ્હાલો લાગ્યો હશે. અરે! આવો ગુણવાન રાજા સ- ર્વને વ્હાલો લાગે તેમાં શી નવાઇ? “ મારા વ્હાલા વાંચ- નાર, આપણે આવા ગુણવાન રાજાની રૈયત તરીકે ઓળખાવાને ક્યારે ભાગ્યશાળી થઈશું?




